બાળક માને પૂછે છે, "હું ક્યાથી આવ્યો, તું મને ક્યાથી શોધી લાવી?"

મા અડધું રડતા, અડધું હસતા બાળકને છાતી સરસો ચાપી કહે છે, "તું મારા હૃદયમા ઇચ્છારૂપે છુપાયેલો હતો."

"મારી બચપણની રમતમાની ઢીંગલીઓમા તું હતો, અને દરેક સવારે જ્યારે હું મારા પ્રભુની, માટીમાથી, પ્રતિમા ઘડતી ત્યારે હું તનેજ બનાવતી."

"આપણા કુળદેવતાની સાથે તારું જતન થતું અને તેની ભકિત કરતા મેં તારી ભકિત કરી છે."

"મારી બધી આશાઓમા, મારા સમગ્ર પ્રેમમા, મારા જીવનમા, મારી માતાના જીવનમાં તુ જીવંત છે."

"આપણા કુટુંબમા જે અનંત આત્માનુ શાસન ચાલે છે તેના ખોળામા યુગો થયાં તારુ પોષણ થયું છે."

"જ્યારે હું કુમારિકા હતી, જ્યારે મારા હૃદયની પાંખડીઓ ખુલની હતી ત્યારે તું સુવાસરૂપે તેની આસપાસ ભમતો હતો."

"સૂર્યોદય પહેલાના આકાશના રંગબેરંગી ચળકતા પ્રકાશની જેમ મારા યૌવનભર્યાં અવયવોમાં તારી સ્નિગ્ધ મૃદુતા ખીલી રહી."

— ટાગોર

## પ્રસ્તાવના

'મારા પોતાના મનની અંદર જયારે જયારે અણધારી અવાસ્તવિક ચિંતા થઇ આવે છે ત્યારે તે મને ગભરાવી મૂકે છે. એ ચિંતા ખોટી છે એવી બુદ્ધિપૂર્વકની સમજ હોવા છતાં એને દૂર કરવા ખૂબ મથામણ કરવી પડે છે. આમા માનસિક શકિતનો અથાગ વ્યય થાય છે. આવું એક વખત બની પતી જતું હોય તો ઠીક પરંતુ એ કે એના જેવી બીજી ચિંતાની પરંપરા ચાલ્યા જ કરે છે ત્યારે એમ થાય છે કે જો એવી ચિંતા થયા કરતી ન હોત તો હું કેટલો બધો નિર્ભય બની શકયો હોત! મેં કેટલો બધો આનંદ અનુભવ્યો હોત! મેં કેટલું બધું કામ કર્યું હોત! મને એમજ લાગ્યા કરે છે કે આ ચિંતાનો બોજ આંતરિક સ્વાતંત્ર્યનો અનુભવ કરવા દેતો નથી. આથી જે કરવુ નથી તે મારાથી થઇ જાય છે અને જે મહત્વનુ નથી તેને અગત્યનુ ગણું છુ'

અકારણ થઇ આવતી આવી આંતરિક ચિંતાનુ મૂળ માબાપ અને બાળક વચ્ચેના સંબંધમા છે. એ વિચારસરણીમાથી આ પુસ્તકની ઉત્પત્તિ થઈ છે.

'તારી જાતને ઓળખ.' 'તારા પડોશીને ચાહ,' 'તારા દુશ્મન પ્રત્યે પણ પ્રેમ રાખ,' આવા સૂત્રો વારંવાર ઉચ્ચારવામા આવે છે પરંતુ 'તારા પોતાના બાળકને ચાહ' એવુ બીજાને કહેતા દરેક માનવી અચકાય છે. માની લેવામા આવ્યું છે કે માબાપ પોતાના બાળકને ચાહે જ છે હકીકત એમ બતાવે છે કે પડોશીને, દુશ્મનને પ્રાણીમાત્રને ચાહવુ જેટલુ અઘરું છે તેટલુ જ અથવા તેથી પણ વધારે અઘરું પોતાના બાળકને ચાહવાનુ છે. દરેક માબાપ બાળકનો ઉછેર કરતી વખતે પોતાના આંતરિક કામ, ક્રોધ, મોહ, માયા જેવી વૃત્તિઓ બાળક પર ઠાલવે છે.

દરેક માબાપને માટે આ એક વિચારવાનો પ્રશ્ન છે. તેમણે પોતાને પૂછવું જોઈએ, "મારા બાળકને હું ચાહુ છુ?" "મે એનો સ્વીકાર કર્યો છે?" "મને એને માટે આદર છે?" "હુ એની પાસે સત્ય બોલી શકુ છુ?" એની સાથેનુ મારુ વર્તન મૈત્રીભર્યુ છે?" 'એને જન્મ આપવામા જેટલો રસ હતો તેટલો તેનો ઉછેર કરવામા છે?"

બાળકને જન્મ આપવાથી કે તેને ખોરાક કપડા આપવાથી કે શાળામા મોકલી દર વર્ષે પાસ કરાવી લેવાથી બધુ પતી જતુ નથી બીજાઓ સાથે મૈત્રીભર્યુ વર્તન રાખી શકે અને આવતી અણધારી મુશ્કેલીઓનો સામનો આત્મવિશ્વાસથી કરી શકે તેવા મનવાળા બાળકનુ ઘડતર કરવાની જવાબદારી માબાપની છે

માબાપના વિચારો તથા તેમના વર્તન બાળકના મનની અદર એક તત્ર એવુ ઊભુ કરે છે કે એને વાસ્તવિકતાની સમજવાળો કે સમજ વગરનો, ચિંતા કરનાર કે કઠણાઈઓનો સામનો કરનાર, ઉત્સાહી કે મદ બનાવે છે માબાપ તરફથી અપાતો આ મહત્વનો વારસો છે જે સ્વીકાર્યા વગર એનો છૂટકો થતો નથી એ જ્યા જાય છે ત્યા એની સાથે ને સાથે જ એ જાય છે અને એના સબધમા આવનાર દરેક વ્યક્તિ પર તેની અસર પડ્યા વગર રહેતી નથી આ પરિસ્થિતિનો માબાપ જો લાભ લઈ લે તો તેમના બાળકના તન અને મન બન્નેને તન્દુરસ્ત બનાવી શકે તેમ છે

દરેક માબાપના જીવનમા એક એવો સમય પણ આવે છે જ્યારે તેમને એમ લાગે છે કે એમના બાળકનો તેમણે જે રીતે ઉછેર કર્યો તેના કરતા કંઈક જુદી જ રીતે કર્યો હોત તો એ વધુ તેજસ્વી બનત તેવી જ રીતે દરેક જણને કોઈક વખત એમ લાગે છે કે એના માબાપે એને વધુ સમજપૂર્વક ઉછેર્યા હોત તો એના જીવનમા તે વધુ સુખી થાત અને બીજાને ઉપયોગી નીવડ્યો હોત

માબાપ અને બાળક વચ્ચેના સબધમાથી જ પરિસ્થિતિ ઊભી થાય છે તે જીવનની એક અત્યત અગત્યની ઘટના છે ગૂચવણ ભરેલી અને અટપટી આ ઘટનામાથી પસાર થતા માબાપ પોતે કયો ભાગ ભજવી રહ્યા છે તે આ પુસ્તક વાચતા જોઈ શકે તેવી ધારણા છે

— મણિલાલ પટેલ

# અનુક્રમણિકા

## વિભાગ પહેલો :


| | |
|---|---|
| પ્રકરણ - ૧ બાળઉછેર માબાપની કસોટી તથા સાધના છે | ૧ |
| પ્રકરણ - ૨ જીવનના આરંભમાં થતું જીવનશક્તિનું વહન | ૫ |
| પ્રકરણ - ૩ બાળકમાં જન્મ સાથે આવેલાં લક્ષણો | ૮ |
| પ્રકરણ - ૪ બચપણનું પરાવલંબીપણું કુદરતની બક્ષિસ છે | ૧૧ |
| પ્રકરણ - ૫ બાળકને થતા અનુભવો | ૧૬ |


## વિભાગ બીજો :


| | |
|---|---|
| પ્રકરણ - ૬ માબાપનો પ્રેમ | ૪૭ |
| પ્રકરણ - ૭ બાળક ભવિષ્યમાં થનાર માબાપ છે | ૬૪ |
| પ્રકરણ - ૮ આવકાર, અવજ્ઞા, અતિપાલન | ૬૭ |
| પ્રકરણ - ૯ માબાપનું આધિપત્ય અને આધીનતા | ૭૮ |
| પ્રકરણ - ૧૦ ત્યારે શું કરવું | ૮૪ |
| પ્રકરણ - ૧૧ બાળકની સ્વયંભૂ શક્તિનો વિકાસ માર્ગ | ૮૭ |
| પ્રકરણ - ૧૨ બુદ્ધિ એ વૃત્તિનું સાધન છે | ૯૪ |

## વિભાગ ત્રીજો :


પ્રકરણ - ૧૩ ગર્ભમાં થતું ઘડતર ૯૯

પ્રકરણ - ૧૪ ગર્ભધારણ થતાં જ માબાપમાં થતો માનસિક ફેરફાર ૧૦૫

પ્રકરણ - ૧૫ ઉછેરની શરૂઆત કેમ કરવી ૧૧૨

પ્રકરણ - ૧૬ ધાવણની અવસ્થા ૧૧૭

પ્રકરણ - ૧૭ ગુદાની અવસ્થા ૧૪૦

પ્રકરણ - ૧૮ લિંગી અવસ્થા ૧૫૧

પ્રકરણ - ૧૯ વિજાતીય સંબંધ વિષેની અવસ્થા તથા ઇડીપસ ગ્રંથી ૧૬૧

પ્રકરણ - ૨૦ જીવનશક્તિ ગંઠાઇ જાય છે ત્યારે ૧૭૦


## વિભાગ ચોથો :


પ્રકરણ - ૨૧ મનનુ બંધારણ ૧૭૫

પ્રકરણ - ૨૨ અહં અને અતિઅહંનો ક્રમે ક્રમે થતો વિકાસ ૧૮૪

પ્રકરણ - ૨૩ માબાપ માટે ૧૯૯

# વિભાગ પહેલો

## ૧

**બાળઉછેર
મા-બાપની કસોટી
તથા
સાધના**

મનોવૈજ્ઞાનિક સમજથી બાળકનો સર્વાંગી વિકાસ કરવો એટલે પ્રેમભર્યા સ્વતંત્ર વાતાવરણમાં વ્યક્તિત્વ વિકસાવવાની સાધના. બાળકનો માનસિક વિકાસ કરાવવો એ મા-બાપને પોતાનો માનસિક ઉત્કર્ષ મેળવવા માટેની કુદરતે આપેલી એક તક છે.

બાળઉછેર કરતાં કરતાં મા-બાપે પોતાને થઇ આવતાં કામ, ક્રોધ, ભય, ચિંતા વગેરેને સમજી એક એવું વાતાવરણ ઊભું કરવાનું છે કે જેમાં બાળકને પોતાને ઉછરવાની ખુશી થાય. આવા વાતાવરણમાં ઉછરેલું બાળક સર્જક, પ્રગતિમાન અને સમાજ ઉપયોગી વર્તન કરનારું થઇ શકે છે. આથી આવનાર બાળકને આવકારવાની માનસિક તૈયારી મા-બાપે કરવાની છે.

બાળક મા-બાપ પાસે પ્રેમની

અપેક્ષા રાખે છે. મા-બાપ પણ બાળકને પ્રેમ આપવાની ઇચ્છા ગણતા હોય છે, પરંતુ બાળકનાં વર્તન અને મા-બાપનો સ્વભાવ એકબીજા પર એવી અસર કરે છે કે જેથી બંનેને ધાર્યો સંતોષ મળતો નથી.

જે બાળક મા કે બાપની કડકાઇમાં ઉછર્યું હોય, જેણે માર ખાધો હોય, જેને વધુ પડતી શિસ્ત પાળવી પડી હોય તે પ્રેમભૂખ્યું રહી જાય છે. મોટી ઉંમરે તેની આ ભૂખને સંતોષવા એ જે જે વર્તનો કરે છે તે એને પોતાને જ નુકશાનકારક નીવડે છે. દા. ત. પ્રેમની ભૂખ રહી ગઈ છે તેવા માણસથી ચોરી થઇ જાય છે, જૂઠું બોલાઇ જાય છે અને બીજાઓનું ધ્યાન ખેંચવા નાનાં દુઃખને મોટું સ્વરૂપ અપાઇ જાય છે.

પોતાના જ સ્વભાવને કારણે કેટલાંક મા-બાપ બાળકને લાડ લડાવે છે. વધુ પડતા લાડમાં બાળક ગુંગળાઈ જાય છે. મા-બાપની પકડમાંથી છટકવાની ઈચ્છા તેને થઈ આવે છે. એવું બાળક મા-બાપ સામે બળવો કરે છે. તે સ્વભાવે સ્વાર્થી તેમજ લોભી બની જાય છે.

બાળકની સુવ્યવસ્થિત સપ્રમાણ પ્રતિભા ઘડવી હોય તો તેનો સ્વીકાર કરવો, તેને પ્રમાણસર પ્રેમ આપવો અને તેના વિકાસમાં તેને જરૂરી મદદ કરવી, આ અગત્યનાં સાધનો છે.

આ કહેવું અને જાણવું સહેલું છે પરંતુ વર્તનમાં મૂકવા જતાં અણધારી મુશ્કેલીઓ આવી પડે છે. બાળકને મારવું ન જોઇએ એવી જાણ હોવા છતાં આવેશમાં આવી જઈ મરાઇ જાય છે. શિક્ષા થઈ જાય છે ત્યારે જ મા કે બાપને ખબર પડે છે કે બાળઉછેર કરવો એ માની લઇએ છીએ તેટલો સહેલો નથી.

આ માટેનું મહત્વનું એક કારણ એ છે કે જે રીતે મા-બાપે પોતાના બાળકને ઉછેર્યું હોય, એટલે કે જેટલા પ્રમાણમાં અને જેવો પ્રેમ બાળકે મા-બાપ તરફથી મેળવ્યો હોય, તેટલા પ્રમાણમાં અને તેવો પ્રેમ તે પોતે જ્યારે મા કે બાપ બને છે ત્યારે પોતાના બાળકને આપે છે, અને તેવા પ્રકારનો ઉછેર કરે છે. આથી જે બાળકનો અસ્વીકાર થયો હોય, જેને આવકાર મળ્યો ન હોય તે બાળક પોતે મા કે બાપ થતાં પોતાનાં બાળકનો અજ્ઞાતપણે અસ્વીકાર કરે છે. તેના પોતાનામાં સમજ અને જ્ઞાન હોવા છતાં બાળક પ્રત્યેનું તેનું વલણ કડક હોય છે. તે પસ્તાય છે, છતાં બાળક પ્રત્યે તેનાંથી ઉશ્કેરાઈ જવાય છે, મારી બેસાય છે અથવા ભૂલમાં રડાવી દેવાય છે.

એ જ રીતે જે બાળક લાડમાં ઉછર્યું હોય તે મા કે બાપ થતાં પોતાનાં બાળકને અતિ લાડ લડાવે છે. જો કાંઈ ફરક પડતો હોય તો તે ફક્ત એના પ્રકારમાં પડે છે.

જેઓને સપ્રમાણ પ્રેમ મળ્યો હોય તેઓ જ સાહજિકપણે પોતાનાં બાળકોને સપ્રમાણ પ્રેમ આપી ઉછેરી શકે છે. આ કારણે જ બાળઉછેર એ એક સાધના છે. એ સાધનામાં મા-બાપે સતત પ્રયત્નશીલ અને આત્મસંશોધન કરતાં સજાગ રહેવું પડે છે. એમ થાય તો જ બાળપણથી બંધાઈ ગયેલા વલણો વિષે જાગૃત થઈ શકાય છે. જાગૃતિ એ આત્મ-પરિવર્તન લાવનાર સાધનોમાંનું એક મહત્વનું સાધન છે.

બાળક પ્રત્યેના દરેકે દરેક વર્તનમાંથી નકારાત્મક તત્ત્વ કાઢી નાખવાની આવશ્યકતા છે. 'આમ નહિ કર, તેમ નહિ કર,' એ પ્રમાણે જે મા-બાપ 'ના, ના,' કહે છે તેઓ બાળકને ભયભીત અને ચિંતાગ્રસ્ત બનાવી મૂકે છે. વધારે પડતી નિરાશા અને આંતરિક વ્યગ્રતા આ જાતનાં મા-બાપનાં વર્તનોમાંથી બાળકમાં આવે છે.

બાળક પર હકુમત ચલાવ્યા વગર તેમજ તેની બધી ઈચ્છાઓ પાસે નમતું આપ્યા વગર સર્જનાત્મક સૂચનોનો અમલ કરવો જરૂરી છે.

આ માટે કોઈ પણ એક માર્ગ નથી. દરેક મા-બાપે પોતપોતાનો માર્ગ શોધી લેવાનો છે. એટલું જ યાદ રાખવું જરૂરી છે કે બાળકની ઇચ્છાઓ કે વૃત્તિઓ પ્રત્યે તિરસ્કાર કે ક્રોધ બતાવ્યા વગર કે તેમની પાસે નમી પડ્યા વગર નમ્રતાભારી મક્કમતાથી વર્તવામાં આવે તો તે બાળક ઉત્સાહી અને સમતોલ બને છે.

# ૨

## જીવનના આરંભમાં થતું જીવનશક્તિનું વહન

બાળકની જીવનશક્તિ, પહેલાં પાંચ વરસમાં જુદી જુદી ભૂમિકાઓમાંથી પસાર થઈ ઉત્તરોત્તર વિકાસ પામે છે. બાળક જ્યારે છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે તે શક્તિ તેની છેલ્લી અવસ્થામાંથી પસાર થાય છે. જન્મથી આવેલી આ શક્તિ બાળક જન્મે કે તરત જ વહેવા લાગે છે. બાળકનું એકેએક વર્તન આ જીવનશક્તિથી પ્રેરાયેલું હોય છે. બુદ્ધિતત્ત્વ દાખલ થયેલું ન હોવાથી તેમજ સામાજિક રીત-રિવાજો, મા-બાપની માન્યતાઓ અને માગણીઓ વિશે અજ્ઞાન હોવાથી બાળક એની અવિકસિત જીવનશક્તિ તેની પાસે જેવાં વર્તન કરાવે તેવાં કરે છે.

આ વખતે મા-બાપ બાળકમાં સારી ટેવો પાડવા, પોતે જેને સારાં માને છે તેવાં વર્તનો તેની પાસે કરાવવા મહેનત કરે તો, બાળક પોતાની જીવન-શક્તિથી પ્રેરાઇને જે વર્તન કરવા માગતું હોય તે અટકી

જાય છે. પરિણામે જે જીવનશક્તિનું વહન આગળ વધવું જોઇએ, તે ત્યાં રોકાઈ જાય છે. આગળ ને આગળ વહી જતાં ઝરણુના માર્ગમાં પથરા નાંખી અટકાયત કરવામાં આવે તો પાણીનો કેટલોક ભાગ ત્યાં રોકાઈ જાય છે. રોકાઈ ગયેલો ભાગ તેની પૂર્ણતાએ પહોંચતો નથી. તેવી રીતે પહેલાં પાંચ કે છ વર્ષમાં જ્યાં જ્યાં માબાપ પોતાની માન્યતાઓ, સ્વભાવ કે સમાજના ભયથી બાળકનાં વર્તનોને દબાવી, તેની જીવનશક્તિના વિકાસમાં અવરોધ ઊભા કરે છે ત્યાં ત્યાં એ જીવનશક્તિ તેની અપરિપક્વ દશામાં બંધાઇ જાય છે, રોકાઇ જાય છે.

આવાં કારણોથી છઠ્ઠા વર્ષના અંતે જ્યારે જીવનશક્તિ એની ઉચ્ચ કક્ષાએ પહોંચે છે ત્યારે તેનો બહુ જ ઓછો ભાગ ત્યાં સુધી વહી આવી શકે છે. એનો મોટો ભાગ જુદી જુદી પાછલી અપરિપક્વ અવસ્થાઓમાં જકડાઈ જાય છે. આથી માણસ મોટી ઉમરનો થતો હોવા છતાં તેનાં વર્તનો, ખાસ કરીને ભાવાત્મક વર્તનો, પહેલાથી પાંચમા વર્ષ સુધીના બાળક જેવાં થતાં હોય છે. માબાપ પોતે જ આંતરનિરીક્ષણ કરે તો તેમને જ પોતાનામાં રહેલી ભાવાત્મક અપૂર્ણતાઓ જડે.

સ્વભાવની જે ખામીઓ માણસમાં જોઇએ છીએ તે બચપણમાં મૂકેલા વિક્ષેપોનું પરિણામ છે.

જીવનશક્તિ કોઇપણ અવસ્થામાં બંધાયા વગર (જે સામાન્ય રીતે શક્ય નથી) સંપૂર્ણપણે છેવટની કક્ષાએ પહોંચી જાય ત્યારે તેનો પૂર્ણ વિકાસ થાય છે. જ્યાં સુધી આ જીવનશક્તિ પૂર્ણ અવસ્થાએ પહોંચતી નથી ત્યાં સુધી ભાવાત્મક તેમજ બૌદ્ધિક પરોક્ષપણું માણસમાં આવવું અશક્ય છે.

જેઓમાં આ જીવનશક્તિનું દમન થયું છે તેઓને નાના નાના આઘાત પણ અસ્વસ્થ બનાવી મૂકે છે, અને તેઓમાં બીજાઓને દુઃખ આપવાની વૃત્તિ (પરપીડન) જોર પકડે છે.

આ કારણે મા-બાપે બાળકના પહેલા છ વર્ષમાં, ગમે તેવી યોજનાઓ ઘડી કાઢી તેનો ઉછેર કરવાની વૃત્તિથી પોતાની જાતને રોકવી જોઇએ. આ વર્ષોમાં કોઈ પણ જાતની ટેવ પડાવવા જરા પણ મહેનત ન કરવી જોઇએ. જીવનની મહત્તા સારી ટેવોમાં નથી પણ સારાં ભાવાત્મક સમાજ ઉપયોગી વર્તનોમાં છે. માણસ શું કરે છે તે અગત્યનું નથી. પરંતુ શા માટે અને કેવી રીતે કરે છે તે વધારે અગત્યનું છે. બાળઉછેર કરતી વખતે આ હકીકત ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

# ૩

મનોવિશ્લેષણ વિજ્ઞાને, માણસ જન્મે છે ત્યારે કયા પ્રકારનું માનસિક બંધારણ લઇને આવે છે તે વિષેનું જ્ઞાન મેળવ્યું છે. બાળકનો ઉછેર કરતી વખતે, તેનું વ્યકિતત્વ ઘડતી વખતે એના માનસિક બંધારણની સમજ હોવી આવશ્યક છે.

## બાળકમાં જન્મ સાથે આવેલાં લક્ષણો

મા-બાપનું માનસિક બંધારણ ઘરની પરિસ્થિતિ અને જન્મથી આવેલા બાળકના માનસિક બંધારણની એકબીજા પર અસર થાય છે, તેમાંથી બાળકની પ્રતિભા ઘડાય છે. બાળક કેવું ઘવાશું છે તેનું બીજ આ પ્રત્યાઘાતોમાંથી રોપાય છે.

૧) સુખ આપનાર કે આઘાત આપનાર પ્રસંગોની અસર બાળકના વિકસતા મન પર અચૂક થાય છે.

૨) નાનું બાળક મુખ્યત્વે સ્વપ્રેમી હોય છે. તે પોતાને સર્વસત્તાધીશ માને છે. એનામાં

પોતા વિષેનું ખુબ અભિમાન હોય છે. એ પોતે નિરાધાર છે, પરાવલંબી છે. તેના બદલામાં પોતાનું જ ધાર્યું કરાવવા મથે છે.

૩) આક્રમણ કરવાની, વિનાશ કરવાની તથા તિરસ્કાર કરવાની વૃત્તિઓ બાળકમાં પ્રબળ હોય છે, અને જેઓનો તેને પ્રેમ મળે છે તેઓ પર તે આ વૃત્તિઓ ઢોળે છે, કારણ કે આ માણસો હંમેશાં તેની નજીક હોય છે. બાળકની બધી જ ઇચ્છાઓ પૂર્ણ થઈ શકતી નથી તેથી મનભંગ (frustrate) થતાં તે તરત જ આક્રમક બની જાય છે. પોતે નિરાધાર છે માટે બીજાઓએ તેને ચાહવું જ જોઇએ, તેનું પોષણ કરવું જ જોઇએ, તેની વૃત્તિઓને સંતોષવી જ જોઇએ, એ તેની માગણીઓ છે.

૪) બીજાઓ તેને પંપાળે, તેને સ્પર્શસુખ આપે તેવી તેને ઇચ્છા થઈ આવે છે. (સ્પર્શસુખ માટેની ઈચ્છાને ખુબ જ બહોળા અર્થમાં કામસુખ મેળવવાની વૃત્તિ ગણવામાં આવે છે.)

૫) વાસ્તવિકતાને કારણે થતો ઇચ્છાભંગ બાળક કમને સ્વીકારે છે, પરંતુ ઇચ્છાભંગ કરાવનાર વ્યકિત (કે સંજોગ) તેના પર આક્રમણ કરે તો તે પોતાની અંદરની તરંગી દુનિયામાં લાગી જાય છે—તે તરંગ કરતુ થઈ જાય છે.

૬) તેનો "અહમ્"-(Self & Ego) મા-બાપની માગણીઓનો -વાસ્તવિકતાનો-સ્વીકાર કરે છે અને તેને કારણે જે નૈતિક મન-અંતઃકરણ (Super Ego) અતિઅહમ્ ઘડાય છે, તે તેની પાસે એમના (મા-બાપ) જેવી જ અંદરથી માગણીઓ કરે છે. બાળકનાં વર્તનો આક્રમક વૃત્તિઓ અને કામવૃત્તિના કારણે થતા હોય છે. મા બાપ આ વર્તનોનો અસ્વીકાર કરે છે તેથી તેનું અંતઃકરણ પણ અસ્વીકાર કરતું થઈ જાય છે. આથી જ્યારે જ્યારે બાળક વૃત્તિઓથી પ્રેરાઇ વર્તન કરે છે ત્યારે તેને દુષ્કૃત્યની લાગણી થઈ આવે છે અને તેનો ડંખ લાગે છે.

દુષ્કૃત્યનો ડંખ લાગવાનું શરૂ થયા પછીનાં તેનાં મોટા ભાગનાં વર્તનો પ્રાયશ્ચિત્તરૂપે થતાં હોય છે. એની રમતોમાં પણ આ સ્પષ્ટ દેખાઇ આવે છે. રમકડું તોડી નાખ્યા પછી તે રડારોળ કરી મૂકે છે. એને આખું કરી આપવાની જીદ પકડે છે. એના આ વર્તન પાછળનું કારણ રમકડું તોડી નાખવા માટે એને લાગેલો ડંખ છે. આમાંથી બચવા કેટલાંક બાળકો રમકડાં સાચવી સાચવીને રાખે છે.

૭) મા-બાપને તથા અંતઃકરણને માન્ય ન હોય તેવી વૃત્તિઓને તજી શકવા જેટલી તાકાત બાળકના તાજા વિકસતા અહમ્‌માં ન હોવાથી તેમની સામે પોતાનું રક્ષણ કરવા તેમનું (વૃત્તિઓનું) દમન કરવા તે મથે છે.

વારંવાર ધસી આવી વળગી રહેવાનો વૃત્તિઓનો સ્વભાવ અને તેનાથી બચવા માટે તેમનું દમન કરવાની ઊભી થતી જરૂરિયાત; આ આંતરિક પરિસ્થિતિ પર બાળકના ભાવિનો આધાર છે. મા-બાપની માગણીઓ અને વૃત્તિઓની જરૂરિયાત એ બંને વચ્ચે કયા પ્રકારનો સંબંધ છે તે પર બાળકની ભવિષ્યમાં થનારી ઊર્ધ્વગતિ કે દુર્બળતાનો પાયો નંખાય છે.

## ૪

**બચપણનું પરાવલંબીપણું કુદરતની બક્ષીસ છે**

મનુષ્યનું, બાળક શરૂઆતના વર્ષોમાં તદ્દન પરાવલંબી હોય છે. પોતાની જરૂરિયાતો માટે એને બીજાઓ પર આધાર રાખવો પડે છે. એ તદ્દન અવિકસિત હોય છે. આથી એના વિકાસમાં હિસ્સો આપવાની એની શકિતઓને વધુમાં વધુ બહાર લાવવાની, કુદરતે મા-બાપને આપેલી એક મહત્ત્વની તક છે. કુદરતે ઉપજાવેલી આ અનિવાર્ય પરિસ્થિતિ બાળકને માટે તો લાભદાયક છે. આ વર્ષોમાં એ જે જે શીખી લે છે, એને જે જે શીખવવામાં આવે છે એના પર એની બુદ્ધિના વિકાસનો તથા જીવનમાં આવનાર વિવેકશક્તિ અને માનસિક સુખદુઃખનો આધાર છે.

જો બાળક જન્મથી જ પોતાને માટેનું બધું જ કરી લેતું હોત તો તે કાંઇ જ શીખી શકત નહિ. તેની બુદ્ધિનો, વિવેક શકિતનો વિકાસ થાત નહિ. તેનામાં ભાવાત્મક સુમેળ આવી

શકત નહિ. આટલા માટે અવિકસિત પરાવલંબી બચપણ મનુષ્યને માટે આપેલી કુદરતની એક મહાન બક્ષીસ છે. દરેક મા-બાપે બાળકના વિકાસ માટે આ બક્ષીસનો લાભ લેવાનો છે.

જો બાળકે અવિકસિત અને પરાવલંબી ન હોત તો મનુષ્ય પોતાની જિંદગીમાં અનુભવે જે જે શીખે છે, શોધે છે તે પોતાનાં બાળકને આપી શકત નહિ. બચપણના પરાવલંબીપણાને કારણે જ મનુષ્યજાત આગળને આગળ વિકાસ કર્યે જ જાય છે. આથી તો અવિકસિત બાળકનું પરાવલંબીપણું મનુષ્ય માટે અત્યંત ઉપયોગી છે.

પશુ પંખી તો તેમની જિંદગીના પહેલા જ દિવસથી પોતાના સ્વરક્ષણ માટેની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ કરવાનું શરૂ કરે છે. એ ક્રિયાઓ કરવાનું તેમને કોઇ શીખવતું નથી. મરઘીનું બચ્ચું જાતે જ ઇંડું ફોડી બહાર નીકળે છે અને ઘણી જ ઓછી મુશ્કેલીએ ચાલવાનું શરૂ કરી ચણતું થઈ જાય છે. પક્ષીને માળો બાંધતા, કરોળિયાને જાળ વણતાં, ભમરીને માટીનું દર બનાવતાં, મધમાખીને મધ તથા મધપુડો બનાવતાં, ઉધઇને રાફડો બનાવતાં, બિલાડીને ઉંદરનો શિકાર કરતાં કે હાથીને ઘાસ ખાતાં કોઈ શીખવતું નથી. કોઇપણ પ્રકારના અનુભવના આધાર સિવાય, કાર્યના હેતુથી તદ્દન અજ્ઞાન રહી, આવેગવશ થઈ પશુપક્ષીઓ આવાં વર્તન કરે છે.

મનુષ્યના બાલ્યકાળમાં એની સઘળી શક્તિઓ એકદમ એકાએક બહાર આવવાને બદલે ક્રમે ક્રમે બહાર આવવા લાગે છે. જેટલા પ્રમાણમાં જે સ્વરૂપમાં તે જાગૃત થાય છે તેટલા પ્રમાણમાં તેને અનુરૂપ એવી પ્રવૃત્તિ બાળક પાસે કરાવે છે. આ વખતે સમાજ સ્વીકારે, સમાજને ઉપયોગી નીવડે તેવાં વર્તન મા-બાપ શીખવે છે, જે બાળક શીખી જાય છે. આ વર્તનો મા-બાપ કેવી રીતે શીખવે છે તે પર તેના વિકાસનો બધો આધાર છે. અંદરથી ઊઠતી

શકિતઓ બાળક પાસે જે વર્તન કરાવે તેનો સદંતર વિરોધ કરી મા-બાપ એ શકિતઓને દબાવી દેવા પોતાનું જોર વાપરે છે તો બાળક રૂંધાઇ જાય છે. અંદરથી ઊઠતી શક્તિઓનો ઉપયોગ કરી તેને આધારે બાળકને સમાજ ઉપયોગી વર્તનો શીખવવામાં આવે તો બાળકની અંદર કોઇપણ જાતની ખેંચતાણ થતી નથી. પરિણામે બાળકના બૌદ્ધિક વિકાસને વેગ મળે છે. મા-બાપ સાથેના સંબંધમાંથી જે જે અનુભવો એને થાય છે તે તેના વિકસતા મનમાં વણાઇ જાય છે.

માણસનો સ્વભાવ, એની વર્તનપદ્ધતિ, તથા જીવન જીવવાની રીત, બાલ્યાવસ્થાના પહેલાં પાંચ વર્ષોમાં ઘડાય છે અને આજ વર્ષોમાં એને મા-બાપના આધારની વધુમાં વધુ જરૂર હોય છે. નિરાધાર અને પરાવલંબી બાળક તેની શારીરિક તેમ જ માનસિક જરૂરિયાતો માટે મા-બાપ સામે યાચનાની નજરે જુએ છે ત્યારે મા-બાપ એના ઉપર કેવું વ્હાલ બતાવે છે તે પર પણ તેના સમસ્ત જીવનના વિકાસનો આધાર છે. શરૂઆતના આ અનુભવની કિંમત આપણે જાણીએ છીએ તેના કરતાં ઘણી જ વધારે છે અને આ અનુભવ બાળકને સુખ આપે છે, તો તેનો માનસિક તથા બૌદ્ધિક વિકાસ ન સમજાય તેટલી ઝડપથી આગળ વધે છે. આવું બાળક અવશ્ય સર્જક બને છે. જ્યારે જે બાળકને દુઃખદ અનુભવો થાય છે તેનામાં એવી એવી માનસિક ખોડ આવી પડે છે કે જેથી મોટી ઉમરે તે માનસિક બિમારીનો પણ ભોગ થઈ પડે છે.

નાનું બાળક પોતાને કઈ કઈ જરૂરિયાતો છે, તે જાણી કે જણાવી શકતું નથી. ઉપરાંત દિવસે દિવસે તેનો વિકાસ થતો હોવાથી તેની જરૂરિયાતો બદલાયા કરે છે. આથી મા-બાપ અને બાળક વચ્ચે વારંવાર મુશ્કેલી ઊભી થાય છે. આવી પરિસ્થિતિમાં મા-બાપનો બાળક પ્રત્યેનો પ્રેમ અને તેમની ધીરજ ખૂબ કામમાં આવે છે.

માબાપ તરફથી મળી રહેતો ટેકો બાળકમાં એવી તાકાત લાવે છે જેથી ઊઠતી વૃત્તિને તે સમાજ ઉપયોગી માર્ગે વાળી શકે છે.

કોઈ માબાપ બાળ ઉછેરની બાબતમાં પોતે નિષ્ણાત છે એવું કહી શકે તેમ નથી. કારણ કે જ્યારે કોઇ પણ સ્ત્રી કે પુરુષ મા કે બાપ બને છે ત્યારે અભ્યાસ નહિ પણ એનો સ્વભાવ, એના અજ્ઞાત મનમાં દબાઇ રહેલી વૃત્તિઓ, બાળક સાથેનાં વર્તનો નક્કી કરે છે. ઉપરાંત બાળકનું દિવસે દિવસે વિકાસ પામતું મન એટલું બધું ગુંચવણ ભરેલું હોય છે કે જેથી મોટા ભાગના માબાપ એની મથામણમાં પડતાં નથી અને જે થતું હોય છે તે થવા દે છે. અથવા તો તેઓ સૌથી સહેલું દમનનું શસ્ત્ર વાપરે છે. દમનથી બાળકની શકિતઓ રૂંધાય છે, જેના પરિણામે માબાપ પરનો વિશ્વાસ બાળક ગુમાવી બેસે છે.

બાળકનું પરાધીનપણું એને જગતમાં સામાજિક જીવન જીવવા માટે તૈયાર કરે છે. એટલું જ નહિ પણ જીવનભર ડરાવતા એકલા પડી જવાના ભય સામે ટક્કર ઝીલવાની તાલીમ મેળવવા માટેની તક આપે છે.

માણસને પોતાની શારીરિક તેમજ માનસિક જરૂરિયાતો માટે બીજાના સાથની જરૂર રહે છે. જેમકે બાળક મેળવવું હોય તો સ્ત્રી અને પુરૂષ બન્નેને એક બીજાને સહકાર આપવો પડે છે. આમ માણસ હંમેશ માટે પરાધીન છે. આ પરાધીનપણામાંથી એણે પોતાની જાતે પોતાના ઉત્કર્ષ માટે રસ્તો કાઢવાનો છે.

માણસ પોતાની અંદરની શકિતઓ વિષે જો જાગૃત થાય અને એ શકિતઓનો ઉપયોગ કરી પોતાની જાતે પોતાનો માર્ગ કાઢે તો તે પોતે નક્કી કરેલો વિકાસ સાધી શકે છે. આમ થવા

હેવા બાળકની પરાધીન અવસ્થામાં એનું પરાધીનપણું વધારી ન મૂકતાં એને ક્રમે ક્રમે સમજપૂર્વક પ્રેમથી એમનાથી સ્વતંત્ર થવા દેવું જોઈએ. સ્વતંત્ર થવા દેવું એટલે બાળક પોતાનાજ મા-બાપ પ્રત્યે રાગદ્વેષથી જકડાઈ ન જાય તે જોવાની દરેક મા-બાપની ફરજ છે. મા-બાપનું વર્તન એવું હોવું જોઈએ કે જેથી બાળકને તેમના પર રાગ ન થાય તેમ દ્વેષ પણ ન થાય. જે બાળકને પોતાના મા-બાપ માટે રાગ કે દ્વેષ થતો નથી તે બાળક મા-બાપથી સ્વતંત્ર થયું તેમ કહેવાય.

પરંતુ દરેક મા-બાપમાં બાળક એમનાથી સ્વતંત્ર થઈ જશે તેવો ભય હોય છે. આથી બાળકને કુદરતી રીતે સ્વતંત્ર થવાની આપોઆપ થતી ક્રિયા પર કાપ મૂકી તેને વળગી રહે છે. જે મા કે બાપ બાળકને વળગી રહે છે, પોતાનો અધિકાર બતાવીને કે લાડ કરીને, તે મા-બાપ બાળકમાં રાગદ્વેષ ઊભા કરે છે અને એવું બાળક જીવનભર એકલા પડી જવાના ભયથી પિડાયા કરે છે. પરાધીનપણામાં હોવા છતાં પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ એ વિકસાવી શકતું નથી.

આવા કારણે બાળકનું બચપણ અવિકસિત, નિરાધાર અને પરાવલંબી અવસ્થા; એ સર્વ મનુષ્ય જાતનાં ઉત્તરોત્તર વિકાસ માટે કુદરતે ઘડેલી એક યોજના છે. અને દરેક મા-બાપ બાળઉછેર કરતાં કુદરતને સહકાર આપવાની જરૂરિયાત પર જેટલો ભાર મૂકે તેટલો ઓછો છે. કુદરતે ઉપજાવેલી આ અનિવાર્ય પરિસ્થિતિ બાળકને માટે તો લાભદાયક જ છે.

## ૫

### બાળક ને થતા અનુભવો

આંતરિક પરિસ્થિતિ કે બાહ્ય પરિસ્થિતિને કારણે બાળકના જીવનમાં જે કાંઇ બને છે તેની ઘેરી અસર એના ઘડાતા મન પર પડ્યા વગર રહેતી નથી. આથી એનો જન્મ થાય ત્યારથી કયા કયા ખાસ બનાવો આઘાત આપનાર નીવડે તેમ છે તે તરફ મા બાપ જો ધ્યાન આપે તો બાળકના મન પર થતી માઠી અસરને ઓછાવત્તા પ્રમાણમાં દૂર કરી શકાય તેમ છે. આઘાત આપનાર કારણો પ્રત્યે બેદરકાર રહી બાળકને આઘાત લાગે તેવું થવા દેવામાં આવે તો એના ભાવિ જીવનમાં આવી પડનાર અણચિંતવ્યા આઘાતને ઝીલવાની તાકાત ઓછી આવે છે. આથી તો અણધાર્યો આઘાત આવતાં કેટલાક લોકો તૂટી પડે છે.

#### જન્મ આઘાત

સૌથી પહેલો આઘાત બાળકને એના જન્મ વખતે લાગે છે. ગર્ભમાં બાળકને સંપૂર્ણ રક્ષણ

મળતું હોવાથી જન્મ લેતાં જ તેને પોતાના શારીરિક તેમજ માનસિક નિરાધારપણાનો અનુભવ થાય છે. એ તેને જીવનનો પ્રથમ આઘાત આપે છે. આથી ભયભીત બની તે રડી પડે છે. જન્મ પહેલાંની અવસ્થામાં પાછા ચાલ્યા જવાની એને ઇચ્છા થઈ આવે છે. બાહ્ય જગત જે એને ભય આપનાર, એના જીવનને જોખમમાં મુકનાર લાગે છે તેને દૂર કરવાની એને વૃત્તિ થઈ આવે છે. આમાંથી પ્રેમ માટેની જરૂરિયાત ઊભી થાય છે. મા-બાપનો પ્રેમ એના આ ભયને ઓછો કરે છે.

જન્મ, પ્રથમ ભયસૂચક પરિસ્થિતિ ઊભી કરે છે અને તેથી લાગેલા આઘાતને કારણે એવી પરિસ્થિતિ વારંવાર ઊભી થશે તેવી દહેશત, તેવી ચિંતા મોટી ઉમરે પણ માણસને વારંવાર થયા કરતી હોય છે. પ્રેમ મેળવવા માટેની જીવનભર થયા કરતી ઝંખનાનું મૂળ આ ચિંતામાં – આઘાતમાં છે.

ગર્ભ, જે બાળકને માટે સ્વર્ગ હતું, ત્યાંથી બહાર આવતાં જે આઘાત લાગે છે તેથી એ સ્વર્ગમાં પાછા ચાલી જવાની એને ઇચ્છા થઈ આવે છે. આઘાત જેટલો પ્રબળ તેટલી સ્વર્ગમાં પાછા ચાલી જવાની ઇચ્છા પણ પ્રબળ બને છે. પરંતુ જન્મ થઈ ગયા પછી ગર્ભમાં પાછા ચાલી જવું અશક્ય હોવાથી બાળકને થઈ આવેલી ઇચ્છા તે ભૂલી જાય છે, એટલે કે તે અજ્ઞાત બની જાય છે.

અજ્ઞાત મનમાં ઉતારી દઈ, ભૂલાવી દેવાની કુદરતી ક્રિયા થતી ન હોત તો જન્મ વખતે થયેલા આઘાતની ચોટ બાળક ભૂલી જઇ શકત નહિ. આ આઘાત એને યાદ રહે તો એનો ગભરાટ વધી જાય. એનો માનસિક વિકાસ અશક્ય બની જાય. આમ હોવા છતાં તે આઘાત અજ્ઞાત મનમાં સજાગ રહે છે. આડકતરી રીતે એની અસર જ્ઞાત મન પર થયા કરતી હોય છે. અકારણ થઇ

આવતા ભય, ગભરાવી મૂકનાર દુઃસ્વપ્ન, આ આઘાતને કારણે થઈ આવે છે.

જે બાળકને જન્મતાં વાર લાગી હોય, જેને શ્વાસ લેવામાં તકલીફ પડી હોય, તેને થયેલા આઘાતને કારણે મોટી ઉમરે બંધ જગાનો, સાંકડી જગાનો ભય થઈ આવે છે. ગુંગળાઈ જવાની બીક એને હમેશાં લાગ્યા કરે છે. આવા માણસોને જરા આઘાત લાગતાં શ્વાસ લેવાની તકલીફ થઈ આવે છે. જે છોકરીને જન્મતાં સખત આઘાત લાગ્યો હોય તે મોટી ઉમરે બાળકનો જન્મ આપવાનો વખત આવતાં ખૂબ જ ગભરાઈ જાય છે. પ્રસવ થવાનો હોય ત્યારે ખૂબ જ વેદના થઈ આવવાની છે તેવી ચિંતાથી તે પીડાય છે.

જન્મ પછી બાળકને કેવો પ્રેમ મળે છે અને તેની કેવી સંભાળ રખાય છે તે પર એને મળેલા આઘાતની અસરનો આધાર છે.

(૨) ધાવણ છોડાવતાં લાગતો આઘાત :

બીજો આઘાત બાળકને ધાવણ છોડાવતાં લાગે છે. ધાવણ છોડાવવું તો જોઈએ જ પણ ક્યારે અને કેવી રીતે એ બે મહત્ત્વના પ્રશ્નો છે. કુદરતે ઘડેલા નિયમ પ્રમાણે નવથી બાર મહિના સુધી એટલે કે બાળક ચાલતાં શીખી માથી સ્વતંત્ર થાય ત્યાં સુધી માનું દૂધ બાળકને મળવું જોઈએ. આ ગાળામાં જો એ સ્વસ્થપણે માનું દૂધ પી સુખી થાય છે તો જન્મ વખતે લાગેલા આઘાત પર વિજય મેળવી એ આઘાતને કારણે થઈ આવતી ચિંતાથી વિમુક્ત બને છે. માની હૂંફ અને માનું હૂંફાળું દૂધ આ બન્ને એનામાં આત્મવિશ્વાસ લાવે છે. પરંતુ જ્યાં જ્યાં બાળક ચાલતાં શીખે તે પહેલાં મા પોતાનું દૂધ આપતી બંધ થઈ જાય કે એકાએક બંધ કરી દે ત્યાં ત્યાં બાળકને આઘાત લાગે છે, ચોટ લાગે છે, અને જન્મ વખતે લાગેલા આઘાત સાથે તે જોડાઈ

જાય છે. એ વખતે લાગેલા આઘાતથી જે ભય, જે ચિંતા એને થઈ આવેલાં તેનો ફરી અનુભવ થાય છે. આથી ધાવણ છોડવા સામે તે સખત વિરોધ બતાવે છે. એને લાગે છે કે જે પર તેનો આધાર છે, જે પર તેનો અધિકાર છે, જે તેને આનંદ આપનાર છે તે તેની પાસેથી ઝૂંટવી લેવામાં આવે છે. આ અનુભવ આપવામાં મા મુખ્ય ભાગ લેતી હોવાથી મા પ્રત્યે બાળકને તિરસ્કાર થઇ આવે છે. જે મા બાળકને પોતાનું દૂધ આપતી જ નથી તે માએ એની અવજ્ઞા કરી છે એવી છાપ બાળકના મન પર પડ્યા વગર રહેતી જ નથી.

મા પર પ્રેમ રાખવાની જરૂરિયાત હોવા છતાં એના પ્રત્યે તિરસ્કાર થઇ આવે છે ત્યારે બાળક મૂંઝાઇ જાય છે. એને થઈ આવતો તિરસ્કાર, ચિંતાના સ્વરૂપમાં પલટાઇ જાય છે અને તે સ્વભાવે ચિંતા કરવાવાળું બને છે. મા પર પ્રેમ હોવા છતાં એના તરફ તિરસ્કાર થઇ આવે છે ત્યારે એક જ વ્યક્તિ પ્રત્યેની બે વિરોધી લાગણીઓના સંઘર્ષથી પીડાતું થઈ જાય છે. એક વખત આવો સંઘર્ષ શરૂ થઇ જાય પછી એમાંથી છૂટવું (દ્વૈતભાવ) લગભગ અશક્ય બને છે. અને જીવનનું એક પણ કાર્ય એવું નથી હોતું જેની પર એની અસર પડતી નથી. જેઓને આ આઘાત લાગ્યો છે તેઓમાં 'જે કાંઈ એમનું છે' તે કોઈ છીનવી લેશે તેની સતત ચિંતા થયા કરે છે. દરેકે દરેક પ્રસંગે તેમને આનો પ્રત્યાઘાત થઈ આવે છે. પોતે મૂકેલી વસ્તુ જડે નહિ તો તેમના મનમાંથી પ્રત્યાઘાત ઊઠે છે કે કોઈ ચોરી ગયું અને એ ખ્યાલથી તે ઉશ્કેરાઈ જાય છે. આખરે એ વસ્તુ જડે છે ત્યારે એમને થાય છે કે એ ખ્યાલ ખોટો હતો છતાં આવા પ્રત્યાઘાતની પરંપરામાંથી તે છૂટી શકતા નથી.

આ માટે દરેક માબાપની ફરજ છે કે ધાવણ છોડાવતી વખતે બાળકને આઘાત લાગે તેવું કશું જ ન થવું જોઈએ.

જન્મતાં – માથી છૂટા પડતાં – બાળકને જે આઘાત લાગેલો હોય છે તેવો આઘાત જીવનમાં થઇ આવતા દરેક વિખૂટા પડવાના પ્રસંગે ઓછાવત્તા પ્રમાણમાં માણસને થઇ આવે છે. આવા પ્રસંગે થઈ આવતું દુઃખ અને તે સહન કરવાની શક્તિનો આધાર, ખાસ કરીને માએ આઘાત આપનાર પરિસ્થિતિમાં કેવું વર્તન કર્યું છે તે પર હોય છે. ધાવણ છોડાવતાં બાળકને માના પયોધરથી વિખૂટા પડવું પડે છે. આ વખતે બાળકને ભય લાગે તેવાં વર્તનો મા કરે તો તેનામાં દુઃખ સહન કરવાની શક્તિ આવતી નથી.

(૩) મળમૂત્ર પર અપાતી તાલીમ વખતે લાગતો આઘાત :

શારીરિક વિકાસની જેમ માનસિક વિકાસ ક્રમે ક્રમે એની પોતાની ગતિ અનુસાર થતો હોવાથી જ્યાં જ્યાં મા-બાપ એ વિકાસને ઝડપી બનાવવા મથે છે ત્યાં વિપરીત પરિણામ આવ્યા વગર રહેતું જ નથી. થઈ આવતા મળમૂત્ર પર બાળક પોતાની જાતે કાબુ મેળવે તે પહેલાં મા-બાપ અધીરાં બની જઈ બાળકને તે માટેની તાલીમ આપવા માંડે છે અને સાથે સાથે ધાકધમકીનો ઉપયોગ કરે છે ત્યારે બાળકને આઘાત લાગે છે. માબાપની ઉતાવળ બાળકને માટે વિઘાતક નીવડે છે.

મા-બાપે ખાસ સમજવાની જરૂર છે કે મળ જ્યારે બહાર નીકળતો હોય છે ત્યારે બાળકને તે ગમે છે. મળ બહાર કાઢવામાં તેને આનંદ આવે છે. મળ બહાર નીકળવાથી અંદરની તંગ સ્થિતિ ઓછી થતાં તેને આરામનો પણ અનુભવ થાય છે.

આથી નિયમિતપણે મળ કાઢવાની તાલીમ મા-બાપ આપવા મથે છે ત્યારે સ્વાભાવિક રીતે બાળકથી તેનો વિરોધ થઇ જાય છે અને તે મળ કાઢવાનું મુલતવી રાખતાં શીખે છે. મળને અંદર એકઠો કરી રાખવાના બંધાતા વલણમાંથી એનામાં જક્કીપણું આવી જાય છે.

મા-બાપ તરફથી સખ્તાઈભરી રીતે અપાતી તાલીમ અને બાળકનો તે સામેનો વિરોધ બાળકમાં ભયની સ્થિતિ ઊભી કરે છે. જન્મ વખતે અને ધાવણ છોડાવતી વખતે થયેલી ભયભીત સ્થિતિનું પુનરાવર્તન થતું તેને દેખાય છે અને તે ચિંતાતુર બની જાય છે. તેનો અહમ્ ઘવાય છે.

કડકપણે અપાતી તાલીમને કારણે તેને જે આઘાત લાગે છે તેથી તે આત્મવિશ્વાસ ગુમાવી બેસે છે. આખરે તે આળસુ અને દિવાસ્વપ્ન જોનાર બની જાય છે.

મા-બાપની ધાકધમકી અનુસરી વર્તન કરવા કરતાં તેમનું અનુકરણ કરવાનું બાળક પસંદ કરે છે. મા-બાપનું અનુકરણ બાળકથી થઈ જ જાય છે. એથી મા-બાપ જો ધીરજ રાખે તો મળમૂત્ર અંગેની તેમની રીતભાત બાળક અપનાવી લે છે.

(૪) વિજાતીય શારીરિક ભેદની શોધથી લાગતો આઘાત :

ખાસ કરીને છોકરીને જ્યારે એકાએક, એક દિવસ ભાન થઈ આવે છે કે છોકરા છોકરીમાં ફરક છે ત્યારે તેને સખત આઘાત લાગે છે. છોકરા છોકરી વચ્ચે પડી ગયેલા આ ભેદ માટે તે પોતાની માને જવાબદાર ગણે છે. જે ઘરમા છોકરા છોકરી વચ્ચે ભેદ પાડવામાં આવે છે ત્યાં આ આઘાત ઉગ્ર બને છે. એને થઈ આવે છે કે છોકરા પાસે જેવું લિંગ છે તેવું તેની પાસે હતું પરંતુ મા એ તે લઇ લીધું છે.

જ્યાં સુધી પોતે સ્ત્રી છે તે હકીકતનો સ્વીકાર છોકરી કરી શકતી નથી ત્યાં સુધી પડી ગયેલો આ ભેદ દૂર થાય તેવી ઇચ્છા તેને થયા કરે છે, જે જુદા જુદા સ્વરૂપે એનાથી વ્યકત થઈ જાય છે. છોકરા છોકરી વચ્ચેના આ ભેદને કારણે છોકરીમાં છોકરા માટે ઈર્ષા થઈ આવે છે. આ લિંગ-ઈર્ષા વર્ષો સુધી એને સતાવ્યા કરે છે, અને એની અસર એના સ્વભાવ ઉપર થાય છે.

જે ઘરમાં છોકરા છોકરી વચ્ચે દરેકે દરેક બાબતમાં ભેદ પાડવામાં આવે છે ત્યાં લિંગ-ઈર્ષા પ્રબળ બને છે. આવા ઘરમાં ઉછરેલી છોકરીને સ્ત્રીત્વનો સ્વીકાર કરવામાં મુશ્કેલી નડે છે. કુદરતની વિરૂદ્ધ જઈ શકાય તેમ નથી એમ ગણી કમને તેને અપનાવે છે.

છોકરા છોકરી વચ્ચે ભેદ પાડવા માટે મા જવાબદાર છે એવું છોકરી ગણતી હોવાથી મા જ્યારે બીજાં બાળકો પર વ્હાલ બતાવે છે ત્યારે છોકરીને તેમને માટે ઈર્ષા થઈ આવે છે. આમ લિંગ-ઈર્ષા, બાળ ઈર્ષામાં ફેરવાઇ જાય છે. આમાંથી પોતાને બાળક હોવાની ઇચ્છા એનામાં પ્રગટ થાય છે જે એની રમતોમાં પણ દેખાઈ આવે છે. ઢીંગલીની રમતમાં તો આ હકીકત સ્પષ્ટ દેખાઈ આવે છે. આ ખ્યાલ તેને પુરુષ થવાની ઇચ્છામાંથી મુક્ત કરી સ્ત્રીત્વ તરફ લઇ જાય છે.

કુદરતી રીતે લાગતા આ આઘાતને હળવો કરવો હોય તો માબાપે બાળકોનો ઉછેર કરતાં છોકરા છોકરી વચ્ચે ભેદ પાડવો ન જોઇએ.

(૫) બાળકમાં કામજિજ્ઞાસા જાગે. ત્યારે તેને અવગણવામાં આવે તો તેથી લાગતો આઘાત :

બાળકની કામજિજ્ઞાસા માબાપ જ્યારે સહન કરી શકતા

નથી અને તેને ધમકાવે, મારે કે તુચ્છકારે છે ત્યારે તેને સખત આઘાત લાગે છે.

સ્ત્રી–પુરૂષનાં શરીર, સ્ત્રી પુરૂષ વચ્ચેનો સંબંધ, બાળકનો જન્મ એ વિષે જાણવાની જિજ્ઞાસા બાળકને સ્વાભાવિકપણે જ થઇ આવે છે. આ જિજ્ઞાસાને ધાકધમકીથી દબાવી દેવામાં આવે છે ત્યારે બાળક તરંગી બની જાય છે. સ્ત્રી–પુરૂષના સંબંધ વિષે ખોટા ખ્યાલ તેનામાં આવી જાય છે. આ કારણે મોટી ઉમ્મરે તેને ઘણું જ સહન કરવું પડે છે.

જે બાળકને એને થઈ આવેલી જિજ્ઞાસા માટે શિક્ષા સહન કરવી પડી હોય છે તેનામાં દૈન્યપણું આવી જાય છે. કામવૃત્તિ તરફનું એનું વલણ એના લગ્નસુખમાં વિક્ષેપ લાવનાર નિવડે છે. આ ઉપરાંત જે બાળકોની કામજિજ્ઞાસા દબાવી દેવામાં આવી હોય તેવાં બાળકોમાં નવું નવું જાણવાની, સમજવાની ઇચ્છાનો વિકાસ થતો નથી.

તેની કામજિજ્ઞાસાથી પ્રેરાઇ બાળક જ્યારે જ્યારે સવાલ પૂછે ત્યારે મા–બાપે એ સમજી શકે તેવી ભાષામાં, પૂછાયેલા સવાલનો શરમ સંકોચ રાખ્યા વગર સત્ય જવાબ આપવો જોઇએ. મા-બાપ બનાવટી જવાબ આપે છે તો તેમને માટેનું માન ઘટી જાય છે અને એવાં મા-બાપનાં બાળકો પોતાનાં મા-બાપ પાસે સાચી વાત કરતાં ડરે છે.

નવ કે બાર માસનું બાળક થાય તે પહેલાં તેનું ધાવણ છોડાવી દેવું, દોડતાં, રમતાં શીખે તે પહેલાં શૌચ ક્રિયાઓ માટેની તાલીમ આપવી કે સામાજિક જરૂરિયાતોનો ખ્યાલ આવે તે પહેલાં એના નગ્ન ફરવા સામે સખત વિરોધ બતાવવો, આવાં આવાં

કારણોએ બાળકની કામવૃત્તિ એના નિશ્ચિત સમય પહેલાં જાગૃત કરી દેવામાં આવે છે. આમ જન્મથી આવતી સાહજિક શક્તિઓના ઉશ્કેરાટ સામે ટકી શકે એટલી તાકાત એનામાં આવે તે પહેલાં એમને ઉશ્કેરી મુકવામાં આવે છે ત્યારે એમનું દમન કરવાની જરૂરિયાત ઊભી થાય છે. આવા અનુભવો બાળકને નબળું પાડી દે છે. આથી જે કાંઇ આવી પડે તેનો સામનો કરવાની તાકાત આવવાને બદલે પીછેહઠ કરવાનું વલણ બંધાઇ જાય છે.

ઉપર જોઇ ગયા તે ખાસ પ્રસંગો બાળકના જીવનમાં બને છે તેની સાથે કુટુંબની પરિસ્થિતિમાંથી મળતા કેટલાક આકસ્મિક અનુભવો પણ જોડાય છે જે તેના વ્યક્તિત્વના ઘડતરમાં અગત્યનો ભાગ લે છે. તેને સંયમી કે અસંયમી સમતોલ કે અસમધારણ બનાવવામાં આ આકસ્મિક અનુભવોનો આપણે માનીએ છીએ તેના કરતાં ઘણો મોટો હિસ્સો હોય છે.

નીચે વર્ણવેલા આઘાત આપનાર આકસ્મિક અનુભવો બાળકને થતા હોય છે તે વિષે મા-બાપ જો જાગૃત થાય તો તેથી બાળકને ઘણો ફાયદો થઇ શકે તેમ છે.

(૧) મા, બહેન, આયા કે પિતા બાળકના જાતીય અવયવને સાફ કરતા હોય ત્યારે તેની કામવૃત્તિ જાગી ઊઠે છે. એ વખતે બાળક કાબુ રાખી શકે તે કરતાં વધુ ઉશ્કેરાટ થઇ જાય તો તે મુશ્કેલીમાં આવી પડે છે. એનું બધું જ ધ્યાન એ ઉશ્કેરાટ, કામવૃત્તિ, તરફ ખેંચાઇ જતાં વિકાસ પામતું બાળકનું મન નવું નવું શીખતાં અટકી જાય છે.

કામ અને ક્રોધની એક ભીન્ત પર અસર થાય છે. આથી, જેને સંતોષ મળી શકે તેમ નથી તેવા

કામ ઉશ્કેરાટ થઈ જતાં ગુસ્સાનું પ્રમાણ વધી જાય છે. તે તોફાની તોડફોડ કરનાર અને જક્કી બની જાય છે. એનાથી થઈ જતાં આવાં વર્તન માટે એ પોતે મૂંઝાઈ જાય છે.

બીજાં છોકરાઓ સાથે રમત રમતાં રમતાં એકબીજાના લિંગને સ્પર્શ થઇ જતાં તેમાંથી જે મઝા એને મળે છે, તે વારંવાર મેળવવા ઇચ્છે છે. હસ્તક્રિયા કરવાની આદતમાં ફસાઈ જાય છે. આવા અનુભવની અસર એના સમસ્ત માનસિક જીવન પર પડે છે. આ ઇચ્છા વધુ પડતી તીવ્ર બની જાય તો એનો પોતાનામાંનો આત્મવિશ્વાસ ઓછો થઇ જાય છે, જેની અસર એના લગ્નજીવન પર થયા વગર રહેતી નથી.

(૨) મા-બાપના સંભોગનું નિરીક્ષણ : બાળક મા-બાપના ઓરડામાં સૂએ કે બીજા ઓરડામાં સૂઈ જાય તે મહત્ત્વનું નથી, પરંતુ બાળક જો મા-બાપના સંભોગને જુએ છે તો તેની અસર એના મન પર થયા વગર રહેતી નથી. તેમાંય જો માબાપ વચ્ચેનો સંબંધ સંપીલો નહિ હોય અને બાપ મા પર પોતાની જોહુકમી ચલાવતો હોય તો બાળક એમ માની લે છે કે બાપ એની માને મારી રહ્યા છે. કામભોગ અને શિક્ષા એ બન્ને વચ્ચે સંબંધ છે, સંભોગની ક્રિયા દુઃખ આપવા માટે થાય છે તેવા ખ્યાલ તેના મનમાં બંધાઇ જાય છે. આની અસર કામ વિષેની તેની માન્યતાઓ પર તેમ જ તેની મા સાથેના સંબંધ પર થાય છે. પરિણામે તેનું નૈતિક મન વધારે પડતું સખત બને છે.

મા-બાપ એમ માને છે કે બાલ્યાવસ્થામાં બાળક બુદ્ધિ વગરનું હોવાથી તેને સંભોગની ક્રિયામાં કંઇ સમજ પડતી નથી. પરંતુ આ માન્યતા તદ્દન ખોટી છે. આ ક્રિયા શા માટે થાય છે એની સમજ બાળકને નથી હોતી પરંતુ જ્યારે બાળક સમજણું

થાય છે. ત્યારે ભૂતકાળમાં જોયેલી ક્રિયાઓ તેને યાદ આવે છે. એના ભાવાત્મક જીવન પર તેની અસર થાય છે. તેના સમતોલ વિકાસમાં આ એક મોટું વિઘ્ન બની જાય છે.

(ઠ) **સુન્નતની ધમકી** : "મારામાં કંઇક ઓછું છે, કોઇ ઊણપ છે, બીજાઓ મને ઉતારી પાડશે, મારી હાંસી કરશે, મને હસશે." એવી ચિંતા એ બાળકમાં આવે છે કે જેમને તેમનાં માબાપે, સીધી કે આડકતરી રીતે લિંગ કાપી નાખવાની, કે ઇજા કરવાની ધમકી આપી હોય. ઘણી સ્ત્રીઓ બાળક પર પોતાની હકુમત સ્થાપવા આવી ધમકી આપે છે.

"જો હવે ત્યાં હાથ અડાડ્યો છે તો હાથ કાપી નાંખીશ." "જો ચડ્ડી નથી પહેરી તો ચીપિયા વડે કાપી લઇશ." "જો બહેનને મારીશ તો હાથ પર કાંટા ઊગશે", "હવે જો ચાળા કર્યા છે તો જીભ કાપી લઈશ." આવાં આવાં ધમકી ભર્યા વાક્યોની અસર બાળકના જીવન પર આપણે ન માની શકીએ તેટલી ઊંડી થાય છે. હાથથી થતી ક્રિયાઓ તરફ તેને અણગમો થઇ આવે છે. હાથ લિંગને અડી જાય તો તેને હસ્તદોષ ગણે છે. જીભથી બોલાતી ભાષા પર એની અસર થાય છે. બોલવું એ કોઇ મોટો ગુનો હોય તેવું લાગે છે. લોકોની વચ્ચે બોલવા જતાં તેની જીભ ઊપડતી નથી.

લિંગની બાબતમાં બાળકને જરા પણ ટોકવામાં આવે છે તો તે તરતજ તેની સુન્નત કરી નાખવામાં આવશે તેની ચિંતાથી પિડાતું થઇ જાય છે. મોટા ભાગનાં સ્ત્રીપુરુષોમાં આ ભય વારંવાર નજરે પડે છે. ભવિષ્યનો ભય, બીજાઓ શું કહેશે તેનો ભય, સભાક્ષોભ, અધિકારીઓનો ભય આ બધાની શરૂઆત "સુન્નતના ભયથી"માંથી આવે છે.

(૪) નવા બાળકનો પ્રસવ: નવા બાળકનો જન્મ એની પહેલાંના બાળકને અવશ્ય આઘાત આપે છે. આ આઘાતની તીવ્રતા કે મંદતાનો આધાર માબાપના વર્તન પર રહે છે.

આ આઘાતને કારણે નવા આવનાર બાળક પ્રત્યે પહેલાના બાળકમાં ઈર્ષ્યા–અદેખાઇ થઇ આવે છે. એ કારણે નવું આવનાર બાળક એના તરફ આક્રમક બને છે. મા કે બાપ જો જાણેઅજાણે પક્ષપાત કરે છે તો બંને બાળકો વચ્ચે દોસ્તી બંધાતી નથી અને તેઓ એકબીજાના વિરોધી બની જાય છે. આથી તેમનામાં ઉદાર થવાનું લક્ષણ આવી શકતું નથી.

(ક) નવા બાળકને ધાવતું જોઇ, એની પહેલાના બાળકમાં તે ઇચ્છા જાગી ઊઠે છે. જે બાળકે ધાવણ છોડી દીધું છે એનામાં એ ઇચ્છા જાગી ઊઠતાં એનો આગળ વધતો માનસિક વિકાસ અટકી જાય છે અને તે પીછેહઠ કરે છે.

(ખ) મા નવા બાળકની સંભાળ રાખતી હોવાથી એની પણ તેવી જ સંભાળ લેવામાં આવે તેવી ઇચ્છા જોર પકડે છે. આમાં તે સફળ નથી થતું ત્યારે માને પોતાની બનાવવા, પકડી રાખવા, બને તેટલી જહેમત ઊઠાવે છે. મા એનું ધાર્યું કરે, એ માટે એને રાજી રાખવા જે બાળક પ્રત્યે તેને અણગમો છે, ઈર્ષા છે, તેના પર પ્રેમ છે તેવું બતાવવા પણ તૈયાર થાય છે. આમાંથી દંભી ઉદારતાનો સ્વભાવ બંધાઇ જાય છે.

(ગ) આ પરિસ્થિતિમાં મા જો પહેલા બાળક તરફ બેદરકાર રહે છે, એને પોતાનાથી છૂટો પાડે છે તો મા પરનો એનો વિશ્વાસ જતો રહે છે. જે બાળકોમાં બચપણથી જ મા પરનો વિશ્વાસ ચાલી ગયો હોય છે તેઓ મોટપણે કશામાં શ્રદ્ધા રાખી શકતા નથી.

(ઘ) આવું બાળક માનસિકપણે માથી છૂટું પડવા માગતું નથી. માની સાથે તે જડાઇ જાય છે. માને મેળવવા માટેની સતત ઇચ્છાને કારણે એના તરફ થઇ આવતો ગુસ્સો દાબી દેવાની જરૂરિયાત ઊભી થાય છે. આને પરિણામે એની ઉમરના પ્રમાણમાં ઘણી વહેલી કામજિજ્ઞાસા જાગ્રત થાય છે, નવું બાળક જેનો એ સ્વીકાર કરતું નથી, જેને પોતાનું દુશ્મન ગણે છે, જેણે પોતાની માને પડાવી લીધી, એ ક્યાંથી આવ્યું તેની શોધમાં એનું મન ભમે છે. આવો કોઈ દુશ્મન ભવિષ્યમાં પણ ન આવે તેવો પેરવી કરતા તરંગો તેના મનમાં થઈ આવે છે.

આવી જાતનાં બાળકો જ્યારે પતિપત્ની બને છે ત્યારે તેમને ત્યાં જન્મતા બાળકને તેમની વચ્ચેના પ્રેમમાં વિઘ્નરૂપ ગણે છે. આથી તેમના જ બાળક પ્રત્યેનું તેમનું વલણ પહેલા બાળકનું નવા બાળક પ્રત્યે હોય છે તેવી જાતનું બની જાય છે.

(ચ) નવા આવનાર બાળક પ્રત્યે તિરસ્કાર ઈર્ષા, અદેખાઈ થઈ આવતાં હોવાથી તે મરી જાય, દૂર થાય, એવું પહેલું બાળક ઇચ્છે છે. કોઇ કોઇ વખત તો નાના બાળકને ઇજા પણ કરી બેસે છે. આ બધું તેનાથી થઇ જતું હોવાથી ઊઠતી વૃત્તિઓનું તેને દમન કરવું પડે છે અને તેથી તેના મનમાં સતત ઘર્ષણ ચાલ્યા કરે છે. આ પરિસ્થિતિ એની માનસિક શક્તિઓના વિકાસની આડે આવે છે. એનો વિકાસ વહેલી ઉમરે અટકી જાય છે.

(૫) અસંતોષી માબાપ : જે કુટુંબમાં પતિ-પત્ની એક બીજાથી અસંતોષાયેલાં હોય છે તેઓ પોતાનું વહાલ બાળક પર ઢોળે છે, બાળકને વારંવાર બચીઓ કરે છે, જોરથી બેટી એની સાથે સૂઇ જાય છે, તો તેવું બાળક માબાપ પાસે તેવી માગણીઓ

કરતું થઇ જાય છે. એની બધી જ માગણીઓ મા કે બાપ સંતોષી શકે નહિ ત્યારે તે અસંતોષાયેલું રહે છે. વધારે વહેલી ઉત્તેજિત થયેલી કામવૃત્તિ એનો સમતોલ વિકાસ થવામાં આડે આવે છે. આવી પરિસ્થિતિમાં માનસિક રોગનાં બી રોપાય છે.

(૯) શિક્ષા કરનારાં મા-બાપ: શિક્ષા કરનાર માબાપ પ્રત્યે બાળકમાં તિરસ્કાર ઊભો થાય છે. આથી બાળક માબાપ વિરોધી વર્તન કરતું થઇ જાય છે. પરિણામે તેને વારંવાર શિક્ષા ખમવી પડે છે. તેમાંથી બચવા તે પોતાની બધી જ વૃત્તિઓનું દમન કરવા મથે છે. ત્યારબાદ તેનાં વર્તન માબાપ તથા સમાજનો વિરોધ કરનાર બને છે.

શિક્ષાથી બાળકનો સ્વપ્રેમ ઘવાય છે. પોતે "સર્વ સત્તાધિકારી છે" એવી તેની માન્યતાને ઠોકર લાગે છે તેથી તેનું સ્વમાન ઘવાય છે. શિક્ષા ખમનારું બાળક ઓછું કલ્પનાશાળી બને છે અને તેને જરાજરામાં ખોટું લાગી આવે છે. વર્તમાન તથા ભવિષ્ય તરફ તે ભયની નજરે જોતું થઇ જાય છે.

એને શિક્ષા ખમવી પડતી હોવાથી શિક્ષા કરનાર તરફ તેને ગુસ્સો થઇ આવે છે. તેમને શિક્ષા કરવાની ઇચ્છા તેને થઇ આવે છે. પરંતુ આ ઇચ્છાને દબાવી દેવી પડે છે કારણ કે તેમ કરે તો તે વધુ શિક્ષાનો ભોગ થઇ પડે તેમ હોય છે. આને કારણે તેનામાં "પાપ"નો ખ્યાલ દાખલ થાય છે. એક વખત પાપનો ખ્યાલ દાખલ થયા પછી તેનો વિસ્તાર વધતો જાય છે. પરિણામે "જેમાં તેમાં" તેને પાપ દેખાય છે. એટલી હદ સુધી તેનું માનસ બગડી જાય છે કે જેમાં તેને શિક્ષા સહન કરવામાંથી આનંદ આવે છે.

**(૭) માઆપની ગેરહાજરી :** બાળકને મા અને બાપ બંનેની જરૂર હોય છે. જ્યાંસુધી બાળક ચાલતાં બોલતાં શીખ્યું ન હોય ત્યાં સુધી માની એને વધુ જરૂર હોય છે અને બાળક બીજાં બહારનાં છોકરાંઓ સાથે રમતું થાય ત્યારથી બાપની જરૂરિયાત એને વધારે લાગે છે.

આથી મા કે બાપની ગેરહાજરીની અસર બાળકના જીવન પર ઘણી ઘેરી થાય છે. મા કે બાપ બંનેમાંથી કોઇપણ એક, મૃત્યુને કારણે કે બીજા કોઈ કારણે, એનાથી દૂર થાય છે તો તેની અસર બાળકના ઘડતર પર થયા વગર રહેતી નથી.

મા અને બાપ બંને બાળકને બીજા કોઇ પાસે મૂકી થોડા મહિના માટે ચાલી જાય છે તો પણ તેની વિઘાતક અસર બાળક પર પડ્યા વગર રહેતી નથી. આવું બાળક મા કે બાપને પકડી રાખતું હોવા છતાં અંદરથી તેમને તિરસ્કારતું થઇ જાય છે. અને "માઆપને મારી જરૂર નથી તો મને પણ તેમની જરૂર નથી" તેવું તેનું વલણ બંધાઇ જાય છે. આથી મોટી ઉમરે તે કોઇનું મિત્ર બની શકતું નથી કે કોઇ બીજાને પોતાનું મિત્ર બનાવી શકતું નથી. "મિત્રાચારી"નો ભાવ તેનામાં વિકાસ પામતો નથી.

એકલી મા કે એકલા બાપ પાસે ઉછરેલાં બાળકોને બીજાઓ સાથે સંપથી રહેવામાં બહુ મુશ્કેલી પડે છે. એમનાં લગ્નજીવનમાં સ્થિરતા આવતી નથી કારણ કે એમને હંમેશ અસંતોષ લાગ્યા જ કરે છે.

**(૮) માઆપની સખતાઇ :** જે માઆપ બાળક પર વધુ પડતી સખતાઈ રાખે છે તેઓ બાળકને જરૂરી હૂંફ આપી શકતાં નથી.

આવાં હૂંફ વિહોણાં મા-બાપ બાળકમાં સારા સંસ્કાર મૂકવા પર વધુ પડતો ભાર મૂકે છે, અને તેમની સખતાઇ વાજબી છે તેવું ઠરાવી પોતાની પીઠ થાબડે છે. પરંતુ આનું વિપરીત પરિણામ આવે છે. મા-બાપ પ્રત્યે વારંવાર થઇ આવતો ગુસ્સો મનની અંદર ભરાઈ જાય છે અને તે ગુસ્સો કેટલાક દાખલાઓમાં તો મા-બાપના મૃત્યુ વિષેની ઈચ્છામાં ફેરવાઇ જાય છે. એવામાં, અકસ્માત, જો મા કે બાપ બેમાંનું કોઈ પણ એક ગુજરી જાય તો તે માટે એ પોતાને પાપી ગણે છે. એને શિક્ષા થવી જોઇએ, એણે પ્રાયશ્ચિત કરવું જોઇએ એવા ખ્યાલમાંથી એ કદિ મુક્ત થઈ શકતું નથી.

(૯) બાળકો વચ્ચેનો પક્ષપાત : મા-બાપ જ્યારે બાળકો વચ્ચે ભેદ પાડે છે, પક્ષપાત કરે છે ત્યારે બાળકના સ્વમાનને ઘા પડે છે. આનાથી તેનામાં અદેખાઈ આવે છે. અદેખાઈને કારણે તેનામાં વેરવૃત્તિ જાગે છે. મા-બાપનાં આવાં વર્તન ભાંડુઓ વચ્ચે બંધાતી પ્રેમભાવનાનો વિચ્છેદ કરી નાખે છે.

જે બાળકને ઉતારી પાડવામાં આવ્યું હોય તેનામાં દૌર્બલ્ય આવી જાય છે અને પોતે નકામો છે, એનાથી કંઈ થઈ શકશે નહિ, તેવા ખ્યાલ બંધાઇ જાય છે. પોતાની જ નિંદા કરવામાં તે રચ્યું-પચ્યું રહે છે.

ઉપર વર્ણવેલા આકસ્મિક અનુભવો ઉપરાંત કુટુંબની પરિસ્થિતિમાંથી પણ બીજા એવા અનુભવ મળે છે જેની અસર બાળકના ઘડતર પર થયા વગર રહેતી નથી.

કુટુંબમાં બાળકના સામાજિક જીવનનો પાયો નંખાય છે. નિરાધાર અવસ્થામાંથી તે સ્વાશ્રયી બને છે સ્વાર્થી જીવનમાંથી બીજાઓના હક્ક સ્વીકારતાં શીખે છે.

બચપણમાં બાળકને આરામ અને સંતોષ જોઇએ છે, તેમાં જો ભંગ પડાવવામાં આવે તો તે ક્રોધભરી ચીસાચીસ કરી મૂકે છે, રડે છે, અથવા ભયથી ગભરાઇ ઊઠે છે. દરેક મા બાળકને સારી ટેવ પાડવા માટે વખતસર દૂધ આપવાનો નિયમ કરે છે. વખત થતાં પહેલાં બાળકને ભૂખ લાગે કે દૂધ પીવાની ઇચ્છા થાય તો મા તેને દૂધ આપતી નથી. પરિણામે બાળક ચીઢિયું બને છે અને માએ ધારી હોય તેના કરતાં જુદી જ જાતની ટેવ બાળકને પડે છે. બાળકને અમુક સમયે ઊંઘવું જ જોઇએ એમ નક્કી કરી બાળકને ઊંઘાડવાનો પ્રયાસ કરવામાં આવે છે. એના પર આ જાતની થતી બળજબરીથી તે કલાકો સુધી રડે છે. ઊંઘવાને બદલે જરાજરામાં તંગ બની જવાનું, ઉશ્કેરાઈ જવાનું તે શીખે છે. કેટલીક મા બાળક રડે કે તરત જ એને જે જોઇએ તે આપે છે. આમાંથી જે જોઇએ તે રડીને લેવાની, હઠ કરવાની ટેવ એને પડી જાય છે. આમ માના સ્વભાવની બાળકના સ્વભાવ પર અસર થાય છે.

મા-બાપે બાળક માટે, પોતાને અનુકૂળ નિયમો ઘડવાને બદલે બાળકને અનુકૂળ નિયમો ઘડવા જોઇએ. અને તેમાં પણ જરૂરિયાત પ્રમાણે ફેરફાર કરતાં અચકાવું ન જોઇએ. બાળકમાં ભાવાત્મક ઉશ્કેરાટ થઈ આવે તેટલી હદ સુધી નિયમપાલન કરાવવું ન જોઇએ.

બોલતાં, ચાલતાં, ખાતાં, લખતા, વગેરે કુટુંબ પાસેથી બાળક શીખે છે. શીખવા માટે બાળકને કેવી તક આપવામાં આવે છે, કેટલી મદદ કરવામાં આવે છે, તે પર નવું શીખવા પ્રત્યેનું બાળકનું વલણ કેળવાય છે.

બાળકને કેટલી મદદ કરવી એ દરેક મા-બાપે નક્કી કરવાનું છે. "આ નહિ કર, તે નહિ કર, આમ નહિ કર, તેમ નહિ કર,"

એવુ કહેવાને બદલે બાળક જે કરવા માગતુ હોય તેમા યોગ્ય મદદ એને કરવી જ જોઇએ, મા બાપનુ આવુ વલણ બાળકના ઘડતરમા અતિઉપયોગી થઈ પડે છે એટલુ જ નહિ પણ તેનામા વાસ્તવિકતાની સમજનો વધારો કરે છે ભવિષ્યમા થઇ આવનારી મોટી ચિંતા સામે આ વાસ્તવિકતાની સમજ એની મદદે આવે છે

બાળકને બોલવાનુ શીખવવા મા બાપ વધારે પડતી કાળજી લે, શિક્ષા કરે, ચિઢાય, કે ઓછી સભાળ લઈ એના તરફ તદ્દન બેદરકાર બને તો બાળક ભાવાત્મકપણે ઉશ્કેરાઇ જાય છે એનાથી બરાબર બોલી શકાતુ નથી મોની અદરના સ્નાયુઓ વચ્ચે સહકાર મેળવવાનુ એનાથી બની શકતુ નથી એની જીભ તોતડાય જાય છે

બાળક બહુ જલદી બધુ શીખી જાય તેવુ કેટલાક મા બાપ ઇચ્છે છે તેથી બાળકો પાસે તે માટે ખૂબ મહેનત કરાવે છે પરિણામે બાળક પાછળ પડે છે એની ઉમર કરતા તેને ઓછુ આવડે છે આથી મા બાપની ચિંતા વધી પડે છે બાળક આ જાણી જાય છે તેથી તે શીખવા વધારે પ્રયાસ કરે છે પરતુ માનસિક શક્તિનો ઘણો વ્યય થાય છે આમ છતા તે શીખી શકતુ નથી, ત્યારે તે પોતે પણ ચિંતાતુર બને છે અને હમેશ માટે ચિંતાનો ભોગ થઈ પડે છે

ન્હાનુ બાળક બીજા પર પોતાની જરૂરિયાતનો આધાર રાખે છે એની મુશ્કેલી અને મૂઝવણમા મા કે બાપ એને મદદ કરશે તેવી તેને ખાત્રી હોય છે પરતુ મા બાપ જો બેદરકાર બની જાય તો વ્હેલી ઉમ્મરે એની પર મોટી જવાબદારી આવી પડે છે આમા એની શકિતનો વ્યય થઇ જતો હોવાથી તે હતાશ થઇ જાય છે કે વધારે પડતુ આક્રમક બની જાય છે જેથી એને

કોઇ સાથે બનતુ નથી તે જગતમા એકલુ છે, તેને કોઈનો આશરો નથી તેનો ભય તેનામા ઘર કરી જાય છે અથવા તો કોઇ પર આધાર રાખવો નહિ, દરેક માણસ દુશ્મન છે તેવુ વલણ બધાઈ જાય છે,

પ્રેમ કે તિરસ્કાર, સ્વાર્થ કે નિસ્વાર્થ અને એવા બધા વલણો જેની અસર સામાજિક સબધો પર પડે છે તે બધા જ ઘરમા બધાય છે માઆપનો એક બીજા સાથેનો સબધ, એમના જુદા જુદા બાળકો સાથેનો તેમનો સબધ, સગાઓ, નોકરો મિત્રો વગેરે સાથેનો સબધ, વગેરે પર બાળકના વલણો બધાવાનો આધાર રહે છે કુટુબની આ ઘણી જ મહત્વની અસર બાળક પર થાય છે જેને મામૂલી ગણી એના પ્રત્યે બેદરકારી બતાવવામા આવે તો તેની માઠી અસર બાળક પર થયા વગર રહેતી નથી

માળકને પોતાનુ કરવા માટેનો સૂક્ષ્મ વિગ્રહ

મા અને બાપ વચ્ચે બાળકને પોતાનુ કરવા માટે સ્પષ્ટપણે કે દેખાઇ આવે તેવી રીતે, વિગ્રહ ચાલુ હોય છે જેમ આ વિગ્રહ ઉગ્ર તેમ બાળક પર તેની વિઘાતક અસર એટલી બધી થાય છે કે જેમાથી જીવનભરની માનસિક ઉણપ રહી જાય છે માઆપ વચ્ચેના આ વિગ્રહનો બાળક લાભ ઉઠાવે છે તે એકને બીજા સામે મૂકી દઈ પોતાનુ કામ કઢાવી લે છે આમ કરવા જતા એનામા પોતાની વૃત્તિઓ પર કાબુ મેળવવાની તાકાત ગુમાવી બેસે છે મા બાપનો આ વિગ્રહ બાળકને નમાલુ બનાવી મૂકે છે અને મોટપણે એની પર જવાબદારી આવી પડે છે ત્યારે તે ઉઠાવવી એને ભારે પડે છે આખરે હતાશ બની કોઈપણ જાતની જવાબદારી આવી પડે ત્યારે ભાગી જાય છે આવા ઘરમા ઉછરેલા બાળકમા માનસિક બિમારી આવ્યા વગર રહેતી નથી

બાપનુ બાળક પર ખૂબ વ્હાલ હોય તો એની મમતા તોડાવવા મા બાળક પર ખૂબ લાડ કરે છે બાપના વ્હાલ બતાવતા દરેકે દરેક વર્તનની તે મશ્કરી કે ટીકા કરે છે તેવીજ રીતે મા બાળક પર જીત મેળવી લે છે તો બાપનુ બાળક સાથેનુ વર્તન એકદમ કડુ થઈ જાય છે બાળક પાસે શિસ્ત પળાવવી જ જોઇએ એ બ્હાના હેઠળ સાચા હેતુને ઢાંકી બાળક પ્રત્યે કડક અને ક્રૂર વર્તન તે રાખે છે બાપના આવા વર્તનથી બાળકને અન્યાય થાય છે બાળકને એથી બહુ લાગી આવે છે અને મા ને વળગી રહી બાપને તિરસ્કારે છે

મા બાપ વચ્ચે બાળક માટેનો આ ઝઘડો ખુલ્લો પડી જાય છે તો તેમની વચ્ચે કકાસ કરાવવા માટે કેટલાક બાળક પોતાની જાતને નિંદે છે પોતાને તે માટે જવાબદાર ગણે છે આવા દાખલાઓમા બાળક નિરાશ, ના હિંમત, ઉદાસ અને નિર્બળ બને છે કેટલાક બાળક તો એવો પણ વિચાર કરે છે કે જો પોતે ખસી જાય (ભાગી જાય, આપઘાત કરે) તો મા બાપ વચ્ચે સારો બનાવ થાય આવા બાળકો બીજાને ઘેર ચાલી જવાનુ કે કોઇને ઘેર ગયા હોય તો પોતાને ઘેર પાછા ન આવવાનુ પસદ કરે છે

જો મા પોતાની સત્તા જમાવી બેસે છે તો તે ઘરમા ઉછરેલા બાળકમા વાસ્તવિકતાની સમજ આવતી નથી તેનામા કયુ જરૂરી અને કયુ બિનજરૂરી, કયુ સારુ અને કયુ ખરાબ તે સમજવાની શકિતનો વિકાસ થતો નથી

જો મા દબાઈ જાય છે તો બાળકને એના પર આધાર રાખનારુ તે બનાવી મૂકે છે આને પરિણામે બાળક મા વગર એકલુ રહી શકતુ નથી અને માને પકડી રાખવા ખોટા ખોટા દર્દો ઊભા કરવાની જરૂરિયાત એનામા ઊભી થાય છે આમ મા-બાપ વચ્ચેનો

સત્તા માટેનો ઝઘડો બાળકના વિકાસ પર ઘણી જ ઊંડી અસર કરે છે

બાળક પર કોની સત્તા ચાલે છે તે માટેની સ્પર્ધાને કારણે માબાપ વચ્ચે મેળ હોતો નથી. ગુપ્તપણે બંને એકબીજાની સત્તા તોડી પાડવા મથામણ કરતા હોય છે તેથી બંને જણ બાળક પાસે જુદી જુદી માગણીઓ કરે છે જુદા જુદા હુકમો કરે છે જુદી જુદી શિસ્ત પળાવે છે આને કારણે બાળકનુ મન ગૂંચવાઇ જાય છે મા કે બાપનો પ્રેમ ગુમાવવાની બીક, કે શિક્ષા ખમવાની બીકે એને જે એમની પર ગુસ્સો થઈ આવે છે તે પોતાની અંદર વાળી લે છે અંદર ગએલો ગુસ્સો એને સતત બેચેન રાખે છે એને પ્રેમ મળ્યો હોતો નથી તેથી તે પ્રેમ ભૂખ્યુ રહી જાય છે પ્રેમ મેળવવા એને જુદી જુદી તરકીબ કરવી પડે છે

આપણે કહીએ છીએ કે અદેખાઈ ન કરવી પરંતુ કેટલાક માબાપ તેમના અવિચારી વર્તનથી બાળકને અદેખુ બનાવી મૂકે છે બાળકને ચીઢવવા બાપ પત્નીને ચૂમી ભરે કે મા બીજા બાળકને લાડ કરે ત્યારે બાળક ગુસ્સે થઇ જે વર્તન કરે છે તેની હાંસી ઉડાવે છે આવુ બાળક સ્વભાવે અદેખુ બની જાય છે

બાળકને જન્મ આપી એના પર ખૂબ મોટો ઉપકાર કરી નાખ્યો છે તેવી જાતના વર્તન બાળક સાથે કેટલાક માબાપ રાખે છે બાળક માટે એમણે ગજા ઉપરાંતનો ત્યાગ કર્યો છે તેવુ બતાવે છે બાળક જન્મ્યુ તેથી બાપ પર આર્થિક બોજો આવી પડ્યો કે અને માની સ્વતંત્રતા પર કાપ મુકાયો છે એવુ બતાવી બાળક પાસે એમ મનાવવા માગે છે કે એને જન્મ આપી એના પર ઉપકાર કર્યો છે તે માટે એમનો પાડ માનવો જોઇએ કેટલાક માબાપ તો સ્પષ્ટ

શબ્દોમાં બાળકને આ વાત કહી સંભળાવે છે. તેમણે કરેલા ઉપકારનું વળતર લેવા માટે તેઓ બાળક પર બોજો નાખે છે અને તે ગમે તેટલું કરે તો પણ તેને તેમના દેવામાંથી છૂટો કરવામાં આવતો નથી. મા-બાપ બાળકોનો જન્મ આપતાં જ જાય છે અને નાનાં છોકરાંઓને ઉછેરી, ભણાવી, પરણાવી, નોકરી ધંધે લગાડવાની જવાબદારી મોટાં છોકરાંઓ પર નાખી દે છે. આ રીતે ઉપકારનું વળતર લેવામાં આવે છે. આવાં મા-બાપ તેમનાં છોકરાંઓ પાસે પ્રેમની અપેક્ષા કેવી રીતે રાખી શકે? આવાં મા-બાપ નીચે ઉછરેલાં છોકરાંઓમાં એક બીજા માટે સ્નેહ હોતો નથી.

બાળકની હાજરી મા-બાપના સુખની આડે આવે છે એવું કેટલાંક મા-બાપ તેમના અવિચારી વર્તનો દ્વારા વ્યક્ત કરે છે ત્યારે બાળકના મન પર એવી છાપ પડે છે કે તેની તેમના ઘરમાં જરૂર નથી. આના પ્રત્યાઘાત રૂપે બાળક ઇચ્છે છે કે એના મા-બાપને એની જરૂર હોત તો તે કેટલું સુખી થાત! ત્યારપછી એને થાય છે કે કોઈકને તો એની જરૂર હશે ને! અને છેવટે તે ખરેખર માને છે કે તેને બીજાં મા-બાપ છે જે એને બહુ જ ચાહે છે.

આવા તરંગો કરવાનાં બીજ કેટલાક સગાંસંબંધીઓ પણ રોપે છે. તેઓ બાળકને મા કે બાપ સાથે સરખાવે છે. એક કહે કે તે તેની મા જેવું દેખાય છે, બીજું કહે કે તે તેના બાપ જેવું દેખાય છે અને ત્રીજું કહે કે તેનાં મા કે બાપ બન્નેમાંથી એકેયના જેવું નથી. આ જાતની ટીકા કે પ્રશંસા મોટામાં મોટી સામાજિક ભૂલ છે. મા કે બાપ આવી વાતોને પ્રોત્સાહન આપે છે કારણ કે તેમાં આડકતરી રીતે તેમની પ્રશંસા થતી હોય છે. તેમાં તેમનું અભિમાન પોષાતું હોય છે.

કેટલાંક મા-બાપ પોતાના કુટુંબની આબરૂની બડાઈઓ છોકરાં

પાસે કરે છે અને ઘણીવાર કહે છે, "આપણાથી આમ ન થાય, તેમ ન થાય" અને લોકો શું કહેશે તેની બીક આગળ ધરવામાં આવે છે. આવી વાતો સાથે બાળકને કેવો ઉમદા કૌટુંબિક વારસો મળવાનો છે તેવી વાત કરી તેની પર મોટો ઉપકાર કર્યો છે તેવું વાતાવરણ ઊભું કરે છે, જરા મોટું થતાં બાળકને મા-બાપમાં રહેલી ખોડ, ખામીઓ દેખાવા લાગે છે ત્યારે તે ચોંકી ઊઠે છે અને કોઈ બીજાં જ એનાં મા-બાપ હોત તો કેવું સારું થાત તેવા તરંગો એ કરે છે.

જે બાળક ઇચ્છે કે એનાં મા-બાપ કોઈ બીજાં જ હોત અથવા માને છે કે એનાં કોઈ બીજાં સાચાં મા-બાપ છે તો તે તેમની પાસે ચાલ્યા જવાની ઇચ્છા કરે છે. (બાળકના આ વિચારમાં પરમેશ્વરના અસ્તિત્વનું, પરમેશ્વરની માન્યતાનું બીજ છે. મીરાંબાઇએ જે ગાયું છે, "મેરે તો ગિરિધર ગોપાલ દુસરો ન કોઈ" એ આવાં બાળકો માટે તદ્દન સાચું હોય છે.) પરાણે, ન ઉપાયે, એને આ મા-બાપ પાસે એમના ઘરમાં રહેવું પડે છે તેથી મા-બાપ પ્રત્યે પ્રેમ થવાને બદલે તેનામાં એમને માટે ઘૃણા ઊભી થાય છે.

કેટલાંક મા-બાપ, પોતાની અધૂરી રહી ગયેલી આકાંક્ષાઓ પૂર્ણ કરવાનું બાળકને સાધન બનાવે છે. "તેમણે શરૂ કરેલું મહાન કાર્ય" બાળક આગળ ધપાવે તેવું ઇચ્છે છે. તેમની આ ઇચ્છા બાળક પ્રત્યેના તેમના એકેએક વલણમાં છુપાયેલી હોય છે. આવાં મા-બાપ બાળકની શક્તિ વધારે ને વધારે વિકસે તેમાં રસ લે છે. તેના દરેકે દરેક હલનચલનનું બારીક નિરીક્ષણ કરે છે. તેનામાં અણુ-આવડત દેખાય કે તરત જ તેને રોકે છે, ટોકે છે, અને વધુને વધુ સારૂં કરવા માટેની માગણી વધારતા જાય છે. પરંતુ થોડા જ વખતમાં મા-બાપની ભૂખ તૃપ્ત કરી શકાય તેમ નથી એવી બાળકને ખબર

પડી જાય છે. અંતે એ બાળક મંદ પડી જઈ આત્મવિશ્વાસ ગુમાવી બેસે છે. અથવા તો મા-બાપ સામે બળવો કરી મનસ્વિ બની જાય છે. બાળકે શું શીખવું તે પણ મા-બાપ નક્કી કરે છે. મા નો સંગિતનો શોખ અધૂરો રહી ગયો હોય તો તે બાળક પર સંગીત શિખવાનું દબાણ કરે છે, સંસ્કૃત શિખવાનો બાપનો શોખ રહી ગયો હોય તો બાળક પર દબાણ કરી તેની અનિચ્છા હોવા છતાં પણ સંસ્કૃત શિખવે છે. આવું ઘણી બાબતોમાં બને છે. બાળક નાનું હોય છે ત્યારે જ નહિ પણ એ મોટું થાય છે ત્યારે "શું થવું" તે પણ મા-બાપ નક્કી કરે છે. જ્યાં જ્યાં મા-બાપને પોતાને જે પસંદ હોય છે તે બાળક પર ઠોકી બેસાડવામાં આવે છે ત્યારે તેનાં વિપરીત પરિણામ આવે છે. આ છોકરાં હંમેશ પાછાં પડી જાય છે. કેટલાંક છોકરાં મા-બાપની યોજના પ્રમાણે શીખવા ખરેખર મહેનત કરે છે. એમાં મા-બાપને રાજી રાખવાની ચિંતા હોય છે. આવાં છોકરાં મોટી ઉંમરે પણ બીજાઓને રાજી રાખવાની ચિંતાથી પ્રેરાઈને જીવન જીવતા હોય છે. નિષ્ફળ જઈશ તો શું થશે એની ચિંતા સતત એમને થયા કરે છે. સાચી રીત તો એ છે કે બાળકને પોતાને જ પોતાની મહત્વાકાંક્ષા ઘડવા દેવી જોઈએ.

**છોકરા છોકરી વચ્ચેનો ભેદ :**

ગમે તેવા ભણેલાં મા-બાપ હોય તો પણ તેઓ છોકરા છોકરી વચ્ચે ભેદ પાડે છે. છોકરો ન જન્મે ત્યાં સુધી છોકરીઓનો જન્મ આપે જતા મા-બાપની સંખ્યા ઓછી નથી. છોકરો જન્મે તો જ જીવન સાફલ્ય થયું તેવું તેઓ માને છે. વસ્તીનો વધારો પણ આવી જ માન્યતાઓને કારણે થતો હોય છે. છોકરાને માટે રાહ જોતી મા જ્યારે છોકરીનો જન્મ આપે છે ત્યારે તેને આઘાત લાગે છે. જે મા ને આવનાર છોકરીનો જન્મ આઘાત આપનાર નીવડે

તે મા એ છોકરીને પોતાની કેટલી હૂંફ આપી શકે? મોટી થતાં જ્યારે છોકરીને ખબર પડે કે એની મા ને છોકરો જોઈતો હતો પરંતુ એ આવી પડી ત્યારે તેને પોતાને જ જન્મ લેવા માટે ધૃણા થઈ આવે છે. આ છોકરીને એની મા પર કદિ પ્રેમ થઈ શકે કે? આ મા એને પેટે જન્મેલી છોકરીને પોતાની કદિ ગણી શકે ખરી કે? બાપનું પણ આવું જ બને છે. આ કારણે કેટલીક છોકરીઓ એમ માનતી થઇ જાય છે કે જો એમની જાતી બદલાય તો મા-બાપને ખુશ કરી શકાય. અશક્ય છે તેવી ઇચ્છા કરવાથી જે નાસીપાસ આવે, તેમાંથી છોકરીમાં અત્યંત દૌર્બલ્યતાની લાગણી પેદા થાય છે. એવા પણ દાખલા જોવામાં આવ્યા છે જેમાં છોકરીઓ પોતાની જાતી બદલવા પ્રાર્થના કરે છે અને દાકતરી ઉપાય શોધે છે. તેવીજ રીતે ઘણી છોકરીઓ પછી જન્મેલા છોકરામાં છોકરી થઇ જવાનો ખ્યાલ આવે છે. છોકરીઓને જન્મ આપી જે માએ નિરાશા ભોગવી હોય તેના મનમાં ગૂંગળાઈ રહેલો ગુસ્સો આવનાર છોકરાં પર ઉછળી આવે છે, જાણે તે કહેતી હોય, "આવી આવીને આટલો મોડો શું આવ્યો?" એના મોડા આવવા માટે જાણે એની પર વેર લેતી હોય તેમ તેનાથી છોકરીઓનો પક્ષ લેવાઇ જાય છે. જ્યાં છોકરીઓનો પક્ષ કરી છોકરાની અવગણના કરવામાં આવે છે તેવા વાતાવરણમાં ઉછરેલો છોકરો છોકરી થવા મથે છે. એનામાંથી ઉત્સાહ જતો રહે છે.

મા-બાપનો સંભોગ બાળક જોઇ જાય તો જે અનુભવ તેને થાય છે તેમાંથી ઘણા ચિંતાજનક પ્રશ્નો ઊભા થાય છે. મા અને બાપ વચ્ચે સુમેળ છે, પ્રેમ છે એવી બાળકને ખાત્રી હોય તો તેમાંથી કોઇ ખાસ વિઘાતક પરિણામ આવતું નથી, પરંતુ જ્યાં જ્યાં મા અને બાપ વચ્ચે ઝઘડો થતો હોય તેવા કુટુંબમાં છોકરું મા-બાપનો સંભોગ જોઈ જાય તો (૧) મા કે બાપ તરફનો તેનો ગુસ્સો વધુ જાય છે અથવા તો (૨) જે જોવાનું ન્હોતું તે જોઇ નાખ્યું તે માટેનો

ડંખ લાગે છે. આવા બાળકોની કામજિજ્ઞાસા દબાઈ જાય છે જેને પરિણામે કામવૃત્તિ પર કાબુ મેળવવાનું તેને માટે કપરૂં થઈ પડે છે.

ઊંઘી ગયેલા બાળકને મા-બાપને કારણે ઝબકી જાગી જવું પડે તો તે ચિંતાગ્રસ્ત બની મા નું ધ્યાન ખેંચાય તેવું વર્તન કરે છે. આવું જો વારંવાર બને તો મા થી સ્વતંત્ર થવાના તેના વિકાસ માર્ગમાં વિઘ્ન આવી પડે છે. કેટલાંક બાળકોમાં તો મા પર આધાર રાખવાનું વલણ બંધાઈ જાય છે.

બાળકને કોઈને કોઈ બિમારી આવી પડશે તેવી ચિંતાથી ઘણાં મા-બાપ પિડાતાં હોય છે. આવાં મા-બાપ બાળકનું પેટ બગડી જાય છે એમ માની લઈ એનીમા આપે છે, ઝાડો કરાવવાની દવા આપે છે, નાક, કાનની સાફસુફી કર્યા કરે છે અને એક કે બીજા પ્રકારની દવાઓ તેમની અતિ કાળજીને કારણે લાંબો વખત સુધી ખવડાવ્યા કરે છે. આવાં મા-બાપ કુદરતના નિયમોની આડે આવે છે અને જે બાળક બિમાર નથી તેને બિમાર બનાવી મૂકે છે. કેટલાંક મા-બાપ બાળકને બિમાર પાડવાની આવડતમાં નિષ્ણાત હોય છે. મળ કાઢવા બાબતની ચિંતાથી પ્રેરાઈ કેટલીક મા બાળકને રેચક દવાઓ કે એનીમા આપી એને બંધકોષથી પિડાતું કરી મૂકે છે. બંધકોષ શારીરિક નહિ પણ માનસિક રોગ છે અને તે મા ની ચિંતાના વિરોધ રુપે આવે છે. જ્યારે મા મળ બહાર કઢાવવા મથામણ કરે છે ત્યારે બાળક એના વિરોધરુપે મળને અંદરથી પકડી રાખે છે. કેટલાંક બાળક મા ની ઈચ્છા તૃપ્ત કરવા વારંવાર ઝાડા કરે છે. આમ તે સંગ્રહણીના રોગથી પિડાતું થઈ જાય છે. બંધકોષની જેમ સંગ્રહણી પણ માનસિક બિમારી છે. બંધકોષથી પિડાનાર માણસો મોટે ભાગે ઉદાસીન હોય છે અને તે તેમના આંતરિક ડંખનું કારણ છે. મા ઈચ્છે છે તેવું ન કરવા માટે, મા સામે ગુસ્સો

કરવા માટે અને છેવટે મા સાથેનો સ્નેહ તોડી નાખવા માટે, તેના મનમાં ડંખ લાગે છે. જે બાળકોમાં મળ બહાર કાઢવા તરફ અણગમો હોય છે તેઓ ઓછુ બોલા, વાતને પેટમાં ભરી રાખનાર હોય છે. તેમના માટે અજ્ઞાતપણે બોલવું એટલે શબ્દ બહાર કાઢવા તરફનો અણગમામાં ફેલાઇ જાય છે. જે મા છોકરાને રેચક દવાઓ આપે છે કે એનીમા આપ્યા કરે છે તે છોકરાં મોટે ભાગે માને તિરસ્કારતાં થઇ જાય છે. પરિણામે સ્ત્રી જાતી પ્રત્યે તેમનામાં અજ્ઞાત તિરસ્કાર બંધાઇ જાય છે. આવા માણસો સ્ત્રીનો ઉપયોગ કરે છે પણ સ્ત્રી પ્રત્યે તેમને પ્રેમ થતો નથી.

બાળકના મનમાં શું ચાલે છે તેનો વિચાર કર્યા વગર મા-બાપ બાળક પાસે અમુક પ્રકારનાં વર્તનોની અપેક્ષા રાખે છે. બાળકને સ્વચ્છ, વ્યવસ્થિત અને સારી રીતભાત વાળું બનવાનું કહેવામાં આવે છે, પરંતુ આપણે જાણીએ છીએ નાનાં બાળકમાં તે વિષેની સમજ હોતી નથી. આમ છતાં ય બાળક પાસે તે વિષેના જ્ઞાનની અપેક્ષા રાખવામાં આવે છે ત્યારે તેમાંથી અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે. મા-બાપ બાળક પર ચિઢાય છે અને પરિણામે બાળક જીદ્દી બની જાય છે. એને જે કહેવામાં આવે તેનો એ વિરોધ કરે છે. સવારમાં ઊઠી સૌથી પહેલાં શૌચ કરવો અને પછી દાંત સાફ કરવા આ બન્ને બાબતોમાં મા-બાપ અને તેમનાં છોકરાં વચ્ચે હંમેશ કંકાશ થતો હોય છે તેનું કારણ શરૂઆતમાં થયેલી મા-બાપની વધારે પડતી માગણી છે. બાળક એક મનુષ્ય છે, તેને લાગણીઓ છે એવો વિચાર ભાગ્યે જ મા-બાપ કરતાં હોય છે. તે એક યંત્ર છે, તાલીમ આપવા માટેનું સાધન છે એવું તેઓ ગણે છે.

બાળક પોતાની જાતે જ બોલતાં શીખે છે પરંતુ મા-બાપ એને સમય પાકે તે પહેલાં બોલાવવા માટેની ચિંતાથી મેગાઈ વધારે પડતું દબાણ એની પર લાવે છે ત્યારે બાળકમાંથી નવું નવું પોતાની

જાતેજ શિખવા માટેનો આત્મવિશ્વાસ જતો રહે છે. જલ્દી જલ્દી શિખવાડી દેવાની ઈચ્છાવાળાં ઉતાવળીયાં મા-બાપ પાસે ઉછરેલાં બાળકોમાં આત્મવિશ્વાસ આવતો નથી. તેઓ કોઈ કહે તેજ કરવાવાળાં બને છે.

બાળકને તેના વિકાસ માર્ગમાં જે જે મુસીબતો આવી પડે તેમાં તેને મદદ કરવી એ મા-બાપની ફરજ છે. નવી નવી મુસીબતો તેને માટે તેઓ ઊભી કરે છે તેથી તેમનાં બાળક સાથેનો તેમનો સંબંધ બગડી જાય છે મા-બાપની તે પહોંચીવળે તેનાં કરતાં વધારે પડતી માગણીઓને કારણે તે મૂંઝાઇ જાય છે અને તેમને રાજી રાખવા પોતાની જાતને નિચોવી નાખે છે. આથી તો બચપણમાં હોંશિયાર, ચાલાક અને તેજસ્વી દેખાતાં બાળકો મોટા થતાં નંખાઇ જાય છે. આ રીતે મા-બાપ બાળકની શક્તિઓનો ક્ષય કરી નાંખે છે.

નાનાં બાળકમાં બીજાઓ – વ્યક્તિ અને પદાર્થ – સાથે કેમ વર્તવું તે વિષેનું જ્ઞાન હોતું નથી. તેનું શરીર એનું પોતાનું છે એ વિષેની પણ એને સમજ હોતી નથી. મોંથી એનું જીવન શરૂ થાય છે અને એ મોંના અનુભવમાંથી તેની શારીરિક તેમજ માનસિક ખીલવણી થાય છે. મોં અને સ્તનની ડીંટડીના સંપર્કમાં સ્વરક્ષણ અને પ્રેમની બે મહાપ્રેરણાઓનો સંગમ થાય છે, જે આખી જિંદગી સુધી દરેકે દરેક પ્રવૃત્તિ માટે શક્તિ પૂરી પાડે છે. સુખી, નચિંત ધાવવાની ક્રિયાના મૂળ અનુભવમાંથી બાહ્ય જગત સાથે કુશળતાથી કેમ કામ લેવું તેની આવડત તદ્દન અજ્ઞાન બાળકમાં આવે છે, બીજી વ્યક્તિ સાથેનો સુખ આપતો આ પહેલો શારીરિક સંબંધ છે. એકતાનો આ પ્રથમ અનુભવ છે. આ અનુભવ પર ભવિષ્યમાં થનારી પ્રગતિનો આધાર છે. પરંતુ આ અવસ્થામાં બાળક પર જરા દુઃખ આવી પડે છે તો તે તંગ બની જાય છે અને તેનું જીવન

બને તો પણ તેના મન પર તેની અસર ઓછામાં ઓછી થાય જોખમમાં આવી પડ્યું હોય તેવું અતિશકિતભર્યું વર્તન કરી મુકે છે. માને દૂધ આપતાં જરા વાર થાય તો એની મા આવશે જ નહિ એવી ચિંતા અનુભવે છે. રાહ જોવાનું શિખતા એને વાર લાગે છે સમયનો એને ખ્યાલ હોતો નથી. આથી ખાસ કરીને મા નું બાળક સાથેનું એવું વર્તન હોવું જોઈએ કે જેથી તે તંગ બને નહિ.

શરીર અને મન વચ્ચે અતૂટ સંબંધ છે. જેમ શરીરનો વિકાસ આસ્તે આસ્તે થાય છે તેમ બાળકના મનનો વિકાસ પણ ધીમે ધીમે થાય છે. પરંતુ કેટલાક મા-બાપમાં ધીરજ ન હોવાને કારણે બાળકનો વિકાસ જલ્દી થઈ જાય તે માટે ઉતાવળ કરે છે, બાળક શીખી શકે તેવી સ્થિતિએ પહોંચે તે પહેલાં તેને બધું શિખવાડી દેવાની પેરવી કરે છે. બાળકનો શારીરિક વિકાસ કેટલો થયો તે જેમ વજન તોળી કે ઊંચાઇ માપી નક્કી કરે છે તેમ બાળક "સારાં વર્તન" કેટલાં કરે છે તે પરથી તેનો માનસિક વિકાસ નક્કી કરે છે. સારાંવર્તન કરાવવા પર આમ ભાર મૂકી બાળકને મા-બાપ તંગ કરી મૂકે છે. જે બાળક તંગ બને છે તે પરિણામે અસ્વસ્થ થઇ જાય છે.

બાળક નાનું છે માટે ઘરમાં થતા ફેરફારની તેના મન પર અસર થતી નથી તે જાતની માન્યતા ભૂલભરેલી છે. આઘાત લાગવો, ચિંતા થઈ આવવી, તરંગો કરવા એ બાળકને માટે સ્વાભાવિક છે. નવાં બાળકનો જન્મ, ઘરમાંના કોઇ એકનું મૃત્યુ, એ બધાની અસર બાળકના ભાવાત્મક વિકાસ પર થયા વગર રહેતી નથી. મોટી ઉંમરે માણસને થઈ આવતી ભાવાત્મક અસ્વસ્થતાનું કારણ શોધવા જઈએ તો બચપણના પહેલા ચાર પાંચ વર્ષમાં લાગેલા આઘાતમાં એનું મૂળ જોવા મળે છે. શરૂઆતના એ વર્ષોમાં બાળકને આઘાત લાગેલા ન હોય તો મોટી ઉંમરે આઘાત લાગનાર બનાવો

છે. જ્યાં જ્યાં મા-બાપ બાળક પ્રત્યે બેદરકાર હોય, બાળક ગુસ્સે થાય તેવાં વર્તનો કરતાં હોય અને ભાંડુઓ વચ્ચે ભેદ પાડતાં હોય ત્યાં ઘરની પરિસ્થિતિમાં જરા પણ ફેરફાર થતાં બાળકને આઘાત લાગે છે. જે કાંઇ ખરાબ થાય છે તે માટે એ જવાબદાર છે તેવું ગણે છે આથી તે ગભરુ બની જાય છે આ કારણે બાળઉછેર કરતાં જ્યાં જ્યાં બાળકને આઘાત લાગે તેવું બન્યું હોય ત્યાં ત્યાં બાળક જોડે એવી રીતે વર્તવું જોઈએ, એવી રીતે વાતચીત કરવી જોઇએ કે જેથી તે આઘાતનું બળ ઘટી જાય.

મા-બાપનું એક બીજા સાથેનું વર્તન પ્રેમવિહોણું હોય, તેમની વચ્ચે પ્રેમ જામતો ન હોય અને ઝઘડા થયા કરતા હોય ત્યારે મા-બાપ તેમનો ગુસ્સો બાળકો પર ઢોળે છે, ત્યારે બાળકની મૂંઝવણ વધી જાય છે. કેટલાંક બાળકો મા-બાપ વચ્ચે મેળ થાય તેવાં વર્તનો પણ કરે છે. પરંતુ તેમાં જ્યારે એમને નિષ્ફળતા મળે છે ત્યારે તેમની વ્યથા વધી જાય છે. આવાં બાળકોમાં મા કે બાપ કોઈ પણ એક પર દયા થઈ આવે છે અને બીજાને તિરસ્કારે છે. આ પરિસ્થિતિનો લાભ લઈ જેના પર દયા થઈ આવી હોય તે મા કે બાપ બાળકને પોતાનું કરવા બધું જ કરે છે. બાળક પર આધાર રાખવાનું વલણ કેળવે છે. જેથી જેને તિરસ્કારે છે તેનો તિરસ્કાર એને મળે છે. આવું બાળક મોટી ઉંમરે કોઈ પણ નવી પરિસ્થિતિમાં ગોઠવાઇ જઇ શકતું નથી અને જવાબદારી આવી પડે તો ગભરાઇ જઈ પીછેહઠ કરે છે.

બાળક મા અને બાપ બન્નેનું છે અને મા બાપના પ્રેમ અને મદદની એને જરૂર છે. પોતે બાળક પાસે શું ઇચ્છે છે તેને આગળ ધરવાને બદલે બાળક મા-બાપ પાસે શેની અપેક્ષા રાખે છે એ ખ્યાલમાં રાખી મા-બાપ બાળક સાથે પોતાનાં વર્તનો કરે તો તે બાળક આત્મવિશ્વાસુ બને છે.

★

# વિભાગ બીજો

## ૬

### પ્રેમ
### મા-બાપનો

બાળકની મોટામાં મોટી અગત્યની જરૂરિયાત માનો પ્રેમ છે. માના દૂધથી એનું પેટ ભરાતું હોય ત્યારે પણ જો એને માનું વાત્સલ્ય ન મળ્યું હોય, માની હૂંફ ન મળી હોય તો તે બાળક નિરાંતે ઊંઘી શકતું નથી. બાળકને જો પ્રેમ ભૂખ્યું ન રાખવામાં આવ્યું હોય તો પેટની ભૂખ એ સહન કરી શકે છે. જેને દૂધ જ આપવામાં આવ્યું છે અને પ્રેમ આપવામાં નથી આવ્યો તે બાળક જિંદગીભર "મને પ્રેમ જોઇએ છે, મને કોઇ પ્રેમ આપો." એવી માગણી કર્યા જ કરે છે. જેટલો પ્રેમ જે કોઇ આપે તે એને ઓછો જ પડે છે. અને એવા પ્રેમ ભૂખ્યા મનુષ્યો પોતાને માટે તેમજ બીજાઓ માટે મૂંઝવણમાં મૂકી દેનારા પ્રશ્નો ઊભા કરે છે. જ્યાં પ્રેમ ભરવાનો હોય ત્યાં પ્રેમને

પ્રેમ કંઈ માગતો નથી,
ફક્ત આપે છે. પ્રેમ
સદૈવ સહન કરે છે.
નથી રીસાતો નથી વેર લેતો
— ગાંધીજી

અનુગમો ઊભો થાય છે. પ્રેમથી થયેલા માર્ગદર્શનની બાળકને જરૂર હોય છે.

## પોતાને માટેનો પ્રેમ

બીજાને ચાહવા માટે માણસના પોતાનામા પોતાને માટે પ્રેમ હોવો જોઇએ પોતાને માટે માન હોવુ જોઇએ જેનામા પોતાને માટે પ્રેમ હોય છે તેઓ શરીરને સ્વચ્છ રાખે છે, મનને શાન્ત રાખે છે, બીજાઓ સાથે ઇન્દ્રિયો ઠકાસ્ કરતા નથી. પોતાની સમજ તથા પોતાની આબરૂ માટે એને માન હોય છે આમ પોતા માટે પ્રેમ હોવો એ એક સદ્ગુણ છે પોતાને માટે જેઓમા પ્રેમ હોતો નથી તેઓ સ્વાર્થી હોય છે, અહંકારી હોય છે સ્વાર્થી માણસ બીજાને કશુ આપી શકતો નથી એટલુ જ નહિ પણ બીજાનુ જે હોય તે પડાવી લે છે એ એના અંગત સતોષ માટે જ બધી પ્રવૃત્તિ કરે છે આપવામા એને કશી આનદ આવતો નથી. તે બીજાઓનો પોતાના સુખ માટે જ ઉપયોગ કરે છે.

બહુ જ બારીકાઈથી જોઈએ તો દેખાઇ આવે તેમ છે કે સ્વાર્થી માણસને પોતાના પર પ્રેમ હોતો નથી એટલું જ નહિ પણ એને પોતાની જાત પર તિરસ્કાર હોય છે આ કારણે ભરેલુ ઘર, ભરેલુ જગત એને ખાલી ખાલી લાગે છે એને કોઇ સમજતું નથી તેવી એની ફરિયાદ હોય છે અને કોઈ બીજુ એને પ્રેમ આપે, સુખ આપે, તો તે એનો દુરુપયોગ કરી બીજાઓને દુખી કરી મૂકે છે સ્વાર્થી માણસો આમ લોભી પણ હોય છે

આવા માબાપ બાળક પાસે પોતાનુ જ ધાર્યું કરાવે છે એને મારે છે, એની પર ચિડાયા કરે છે અને એની સંભાળ રાખતા નથી માબાપની આજ્ઞા પાળવી સદ્ગુણ છે, માબાપની આજ્ઞાનું

ઉલ્લંઘન કરવું એ પાપ છે તેવી માન્યતા સ્વાર્થી મા-બાપ ઊભી કરે છે, અને એને જન્મ આપવા માટે એના પર મોટો ઉપકાર કર્યો છે તેવું વલણ બતાવ્યા કરે છે. જે મા સ્વાર્થી છે તે બાળકને જરા માંદગી આવતાં વધારે પડતી ચિંતા બતાવે છે. આવું વર્તન કરી બહારથી તે એમ બતાવવા માગે છે કે બાળક માટે એને ઘણો પ્રેમ છે. હાથીના બતાવવાના અને ચાવવાના દાંત જુદા હોય છે એની સાથે એના હાવભાવ સરખાવી શકાય તેમ છે. પોતે સ્વાર્થી હોવાથી બાળક પ્રત્યે એનામાં પ્રેમ નથી તે કોઇ જાણી ન જાય તે માટે એ હકીકત ઢાંકી રાખવા તે મા વધુ પડતી ચિંતા બતાવે છે. તેવી જ રીતે સ્વાર્થી બાપ બાળક સાથે કડક અને સખત વર્તાવ કરે છે અને વારંવાર કહ્યા કરે છે કે બાળકના ભલા માટે તેને આવો વર્તાવ કરવો પડે છે. આમ બાળકનું ભલુ કરવાની તેને ખૂબ ચિંતા થાય છે તેવું ખોટી રીતે બતાવી પોતાના સ્વાર્થી સ્વભાવને ઢાંકી રાખે છે.

પોતાને માટે જે માતામાં પ્રેમ હોય છે તેનામાં જ મમતા અને મીઠાશ આવે છે. જે બાપમાં પોતાને માટે પ્રેમ હોય છે તે જ બાળકને ઊર્ધ્વમાર્ગે લઇ જનારું શિક્ષણ આપી શકે છે. આવાં મા-બાપ બાળકમાં એનો પોતાનો વિકાસ કરવા માટેની ધગશ જગાવી શકે છે.

બીજાને પ્રેમ કરવો એટલે પોતાનામાં જે પ્રેમ છે તે બીજાના તરફ વાળવો. જે બીજાને પ્રેમ આપી શકે છે તેનામાં પોતાને માટે પ્રેમ હોય છે જ. જે પોતાને ચાહે છે તે જ અન્યને ચાહી શકે છે. આમ પ્રેમ અવિભાજ્ય છે.

મા-બાપ અને બાળક વચ્ચેના સંબંધમાં આ આખી સમસ્યા ખૂબ જ મહત્વનો ભાગ ભજવે છે અને એના પર બાળકના માનસિક વિકાસનો આધાર છે.

બાળક અને પ્રેમ :

જન્મતાં પહેલાં, જન્મતી વખતે કે જન્મ્યા પછી કેટલાક વખત સુધી બાળકને આંતર અને બાહ્ય એવો ભેદ સમજાતો નથી. પોતે અને પોતાની આસપાસની દુનિયા અલગ છે એવું ભાન તે ધરાવતું નથી. જે મા ખોરાક તથા હૂંફ પૂરાં પાડે છે એ કોઈ વ્યક્તિ છે તેવો ખ્યાલ તેને આવતો નથી. સંતોષ અને સલામતીની સુખદ લાગણીમાં એનો સમય પસાર થાય છે. આત્મઆસક્તિ (narcissism)ની આ અવસ્થામાં એના શરીરની આંતરિક સ્થિતિના સંતોષ અસંતોષ પર એની ક્રિયાઓનો આધાર રહે છે. શરીરની અંદર જે ભૂખનું દર્દ અને ભૂખના સંતોષથી મળતું સુખ છે એ જ એને માટે સત્ય છે.

જેમ જેમ બાળક મોટું થતું જાય છે તેમ તેમ આંતર અને બાહ્ય વચ્ચેનો ભેદ એને સમજાતો જાય છે. ભૂખનું દર્દ દૂર કરતું દૂધ, પયોધર જેમાંથી દૂધ આવે છે તે, અને મા, આ બધાં અલગ અલગ તત્ત્વો છે તેવી સમજ તેનામાં આવતી જાય છે. આ પછી બાહ્ય વસ્તુઓનું અસ્તિત્વ છે તેવું ભાન આવતાં તે વસ્તુઓને નામ આપે છે અને તેમની સાથે રમે છે.

માનો દેહ હૂંફાળો અને આનંદદાયી છે, અગ્નિ ગરમ છે, લાકડું સખત અને ભારે છે, કાગળ હલકો છે, આ જાતની સમજ એનામાં આવી જતાં સુખદુઃખ વચ્ચેનો તફાવત તે જાણે છે અને બીજાઓ સાથે કેવી રીતે કામ લેવું એની આવડત તેનામાં આવતી જાય છે. "જો હું ખાઈશ તો માને ગમશે, જો હું રડીશ તો મને તેડશે, હું છી કરીશ તો મારી પ્રશંસા કરશે." આ જાતના અનુભવો એકત્રિત થતાં, ચોક્કસ રૂપ ધારણ કરતાં, એને, "મને બધા ચાહે છે" તેવી અનુભૂતિ થઈ આવે છે. એને ખાત્રી થાય છે કે એની મા

એનો પ્રેમ મેળવવા એને કશું જ કરવાનું નથી. આમ માનો પ્રેમ મેળવવા માટે બાળકને કોઇ લાયકાત કેળવવાની હોતી નથી. એનુ બાળક હોવું એટલું જ એને માટે બસ છે.

કોઈ જાતની અપેક્ષા રાખ્યા વગરના માના પ્રેમની બીજી પણ બાજુ છે માનો પ્રેમ મેળવવા માટે કોઈ લાયકાતની જરૂર નથી છતા એ માગ્યે મળતો નથી, એને ઉત્પન્ન કરાવી શકાતો નથી, એની પર કોઈનું શાસન ચાલતું નથી. એ જો મળે તો તે કુદરતની એક અમૂલ્ય બક્ષિસ છે. જો એ ન મળે તો જિંદગીનું બધુ જ સૌંદર્ય, તાજગી અને જોમ નષ્ટ થઈ જાય છે. બાળક માટે માતામા પ્રેમ ન હોય તો કોટી ઉપાયે તેનામા તે ઉત્પન્ન કરાવી શકાતો નથી

કોઇપણ પ્રકારની અપેક્ષા રાખ્યા વગરનો માતાનો પ્રેમ જીવનભર મળ્યા જ કરે તેવી દરેક માનવીની ઝંખના હોય છે. અનુભવે માણસ સમજતો થાય છે કે જ્યા જ્યા પ્રેમ મેળવવા માટે લાયકાત કેળવવી પડતી હોય છે તે પ્રેમ ટૂંક જીવી હોય છે. એને અદૃશ્ય થઇ જતા વાર લાગતી નથી એવો પ્રેમ કટુતામા પણ ફેરવાઈ જાય છે "હુ જેવો છુ તેનો સ્વીકાર કરી પ્રેમ આપવામા નથી આવતો પણ હુ ખુશ કરૂ છુ, જરૂરિયાતો પૂરી પાડુ છું માટે જ પ્રેમ આપવામા આવે છે" આવો અપેક્ષા ગણનારો શરતી પ્રેમ બાળકમા – માણસમા એનો ઉપયોગ થઈ રહ્યો છે તેવો ખ્યાલ આપે છે એથી એને વખતો વખત આઘાત લાગે છે આવી પરિસ્થિતિ હોવાથી મોટી ઉમરે પણ માણસ માના પ્રેમની, બિનશરતી પ્રેમની ઝખનાને વળગી રહે છે આ ઝખના સતોષવાનો પ્રયત્ન માણસ પોતાના પ્રણયમા કરે છે પરતુ એમા પૂરતો સતોષ પામી શકાય તેમ ન હોવાથી અધૂરી રહેલી કે રૂધાયેલી આ ઝખના ધાર્મિક રૂપમા કે માનસિક બિમારીના રૂપમા બહાર આવે છે.

આત્મપ્રિયતામાંથી ધીમે ધીમે મુક્ત થાય છે. બીજી વ્યક્તિઓની જરૂરિયાતો પોતાના જેટલી જ કે એથી પણ વધારે અગત્યની છે એવી સમજ તેનામાં આવતી જાય છે. "આપવું" એ "મેળવવા" કરતાં વધુ સંતોષ લાવનાર છે, વધુ આનંદ આપનાર છે તેવો પણ એને અનુભવ થાય છે. એથી તે બીજાઓ સાથે હળીભળી શકે છે, બીજાના સુખદુઃખમાં ભાગ લઇ શકે છે અને એને દેખાય છે કે પ્રેમ આપવાથી વધુ ને વધુ, નવો ને નવો પ્રેમ ઉત્પન્ન કરવાની તાકાત તેનામાં ખીલતી જાય છે.

નાના બાળકને એવો ખ્યાલ હોય છે કે એની માને એની જરૂર છે. તેથી એની મા એને પ્રેમ આપે છે. પરંતુ આઠ દશ વર્ષનું થતાં તેને સમજાય છે કે માને એની જરૂર છે તેના કરતાં એને માની જરૂર વધારે છે. એથી માનો પ્રેમ મળ્યા કરે તે માટે તે માને ચાહ્યા કરે છે.

આ જાતનો પલટો બાળકનામાં પોતાના વિષેની અપૂર્વ જાગૃતિ લઇને આવે છે. બાળકના આ સંક્રાન્તિકાળમાં દરેક માબાપે ખૂબ ધીરજ અને ઝીણવટભરી સમજથી બાળકને મદદ કરવાની છે. માબાપને "પ્રેમ આપવાની" બાળકને થઈ આવતી આ ઈચ્છાને માબાપે તેના પ્રત્યે અસંતોષ, અણગમો કે ક્રોધ વ્યકત કરી તોડી ન નાખવી જોઇએ.

માબાપનો પ્રેમ બાળકમાં એમને માટેનો પ્રેમ જન્માવે છે. મા અને બાપ બાળકને જન્મ આપે છે જ્યારે બાળક પોતાનામાંથી પ્રેમને જન્મ આપે છે. આ પ્રેમને કારણે પોતાના માબાપ ઉપરાંત તે પડોશીને ચાહતું થાય છે જે આગળ જતાં મોટી ઉમરે સમાજને ચાહે છે. આથી જે માબાપ પોતાનાં બાળકને ચાહી શકતાં નથી

તેમના બાળકો માટે બીજાઓને ચાહવુ મુશ્કેલ બને છે તેમના વર્તનોમા ક્રોધ, ઈર્ષા, અદેખાઇ સ્પષ્ટ દેખાઈ આવે છે આ ઉપરાત જે પ્રેમ મળવો જોઇતો હતો તે માટેની અતૃપ્ત રહી ગયેલી ઇચ્છાને ભરી દેવા તે જ્યા ત્યા પ્રેમ માટે વલખા મારે છે બીજાઓને ગમે તે પ્રકારે ખુશ કરવાનુ તે વલણ કેળવે છે

માનો પ્રેમ

જન્મ્યા પછી બાળક તદ્દન નિરાધાર અવસ્થામા હોવાથી બીજા કોઇએ તેની સભાળ લેવાની હોય છે આ વખતે મા તરફથી જે પ્રેમ એને મળે છે એ પ્રેમમા કોઇ જાતની અપેક્ષા હોતી નથી માના આ નિરપેક્ષ (બિનશરતી) પ્રેમ દ્વારા બાળકનુ રક્ષણ કરવાની તેની જવાબદારી વ્યક્ત થાય છે

બાળક તરફથી કોઇ પ્રકારની અપેક્ષા રાખ્યા વગરનો માનો પ્રેમ બાળકમા ખુશી આનદની લાગણી ઊભી કરે છે. તેની રગેરગમા જીવન જીવવા માટેની ધગશ વહેતી થાય છે આ અનુભવથી એનામા જન્મ આપનાર પ્રત્યે માનની લાગણી થઈ આવે છે

મા બાળકને પોતાનુ દૂધ આપતી હોય છે ત્યારે તે બાળકના પેટમા દૂધ રેડવા ઉપરાત જીવન જીવવા માટેનો આનદ પણ રેડી શકે છે, આ માટે અપેક્ષા વગરનો પ્રેમ આપીને "સારી મા થવુ" "સુખી મા થવુ" "મીઠાશ ભરી મા બનવુ" ખૂબ જ આવશ્યક છે

જે બાળકને એકલુ દૂધ મળ્યુ હોય છે અને જે બાળકને દૂધ સાથે મીઠાશ મળી હોય છે એ બન્ને જાતના બાળકના વ્યક્તિત્વમા બહુ જ ફરક પડે છે

મોટા ભાગની મા બાળક પરાધીન હોય ત્યાસુધી સભાળ લે

મદદ કરે છે. મનુષ્ય બાળકના લાંબા બચપણના લાભ લેવા મા-બાપ જો કુદરતને સહકાર આપે તો બાળક ધારીએ તેના કરતાં ઘણું જ વધારે બુદ્ધિશાળી મનનશીલ અને આનંદી બની શકે તેમ છે.

માનું કાર્ય બાળકને જિંદગીમાં સલામતી આપવાનું છે, નિરાધારપણાની ચિંતાને દૂર કરી આત્મવિશ્વાસુ બનાવવાનું છે. પિતાનું કાર્ય એને શીખવવાનું અને જીવનમાં આવી પડતા પ્રશ્નોનો સામનો કરવાની તાકાત આપવાનું છે.

જે મા બિનશરતી પ્રેમ આપી શકતી નથી તે બાળકના નિરાધારપણાનો એના વિકાસ માટે લાભ લઈ શકતી નથી અને વધુ પડતી બાળક માટેની ચિંતા બતાવી તેને ઢીલું બનાવી મૂકે છે. તેવી જ રીતે આપખુદ બાપ બાળકને ભયભીત અને આત્મવિશ્વાસ વગરનું બનાવી મૂકે છે. બાપે બાળક સાથે એવી રીતે વર્તવાનું છે કે જેથી એને એની પોતાની આવડતમાં શ્રદ્ધા વધતી જાય. એનામાં એવો આત્મવિશ્વાસ આવવો જોઈએ કે જેથી તે બાપ વગર પોતાનું શાસન ચલાવી શકે. મોટું થતાં બાળકે પોતે જ પોતાની મા અને પોતાના બાપ બનવાનું છે.

માતૃ અંતઃકરણ
પિતૃ અંતઃકરણ

મા-બાપનો બાળક સાથેનો વ્યવહાર એના મનમાં માતૃ અંતઃકરણ અને પિતૃ અંતઃકરણ જેવી ઘટના ઘડે છે.

બાળક સાથેની મા-બાપની વર્તન પદ્ધતિ, એની તરફનાં એમનાં વલણોમાંથી એના અંતરમાં જે ઘડતર થાય છે તેને સામાન્ય રીતે આપણે અંતઃકરણ (વૈજ્ઞાનિક ભાષામાં અતિ અહમ્ – Super-ego) કહીએ છીએ. અંતઃકરણ અનુભવગમ્ય છે.

એને ચાહે છે, એની માનું એ બાળક છે અને એની માને એની જરૂર છે.

જન્મથી તે આઠ દશ વર્ષનું બાળક થાય ત્યાં સુધી પોતે ગમે તેવું હોય તો પણ બીજાઓએ તેને પ્રેમ આપવો જ જોઇએ તેવી તેની માગણી હોય છે. આ ઉમર સુધી બીજાઓને પણ ચાહવાની જરુર છે તેવો ખ્યાલ તેને આવતો નથી. એમ પણ કહી શકાય કે બીજાઓ પ્રત્યે પ્રેમ કરવાની લાગણીનો ઉદ્ભવ ત્યાં સુધી થતો નથી. એને જે પ્રેમ મળે છે તે માટે પ્રેમ આપનાર પ્રત્યે માન મમતા તેનામાં આવે છે અને એથી તે ખુશ રહે છે.

આઠથી દશ વર્ષના ગાળામાં એક નવું તત્ત્વ ઉમેરાય છે. બીજાઓ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવાની ઝંખના તેનામાં આવે છે, "શું કરું તો બીજાઓ પ્રત્યે મારો પ્રેમ છે તેની એમને ખાત્રી થાય" તેનો વિચાર તેને આવે છે અને તેવી ક્રિયાઓ કરવાનું શરૂ કરે છે. તે ચિત્ર દોરે છે, કવિતા લખે છે, ખૂબ ભણી ઉપલા નંબરે પાસ થાય છે, કે એવી રમત રમે છે જેથી મા-બાપ ખુશ થઇ તેને શાબાશી આપે છે, બક્ષિસ આપે છે. આ વખતે એને લાગે છે કે મા-બાપને માટે એણે કંઇક કર્યું છે આ ક્ષણે, પહેલી જ વાર, બાળકની જિંદગીમા પ્રેમ મેળવવાની ઇચ્છા પ્રેમ આપવાની ઇચ્છામાં પલટાઇ જતી જોવા મળે છે. આ પલટો તેનામાં રહેલા સર્જક તત્ત્વને ક્રિયાત્મક બનાવે છે. વર્ષો પછી જે પરિપકવ પ્રેમ પ્રકટવાનો છે તેનો આ પ્રથમ અંકુર છે.

જેમ જેમ કિશોરાવસ્થા નજીક આવતી જાય છે તેમ તેમ તેને સમજાતું જાય છે કે એની જરૂરિયાતો પૂરી પાડવા માટેનાં બીજાઓ (મા-બાપ ભાંડુ વગેરે) સાધન નથી. આમ તે પોતાને માટેની

માનો પ્રેમ માણસને સજ્જન બનાવે છે

માના પ્રેમનું વર્ણન આઠ વર્ષના એક છોકરાએ નીચે પ્રમાણે કરેલુ

"મા એક એવી વ્યક્તિ છે કે જે એના બાળકોની સભાળ રાખે છે અને તેમને જમાડે છે શાળામાથી ઘેર જાવ ત્યારે તે ઘરમા જો ન હોય તો તમે જમી શકો છો પરતુ જમવાનુ મન થતુ નથી"

પિતાનો પ્રેમ :

શરૂઆતના મહિનાઓમા, વર્ષોમા, બાળકની બધી જ આસક્તિ મા માટે જ હોય છે, આ આસક્તિ જન્મ થતા પહેલાથી શરૂ થાય છે ગર્ભાશયમા બાળક જેટલુ મા પર આધાર રાખતુ હોય છે, તેટલુ જ કે એથી પણ વધારે ગર્ભાશયમાથી બહાર આવ્યા પછી પણ બાળક મા પર આધાર રાખે છે આથી જન્મ પછી પણ બાળક માથી અલગ પડી ગયુ છે એવુ બનતુ નથી પરતુ જેમ જેમ દિવસો પસાર થતા જાય છે તેમ તેમ બાળક માતાથી વધુ ને વધુ સ્વતત્ર થતુ જાય છે એ ધાવણ છોડે છે, પોતાની મેળે ખાતુ થાય છે, ચાલતા શીખે છે, બોલતા શીખે છે અને એવી એવી નવી નવી ક્રિયાઓ શીખી દુનિયાનો પરિચય સાધે છે આ જાતની ક્રિયાઓ થયા કરતી હોય છે ત્યારે મા માટેની આસક્તિમાથી તે છૂટુ પડતુ જાય છે અને બાપ સાથેનો તેનો સબધ વધતો જાય છે

માની પાસેથી ખસી જઈ, બાળક પિતા તરફ શા માટે જાય છે તે સમજવા માટે મા અને બાપના પ્રેમમા જે તફાવત છે તે સમજવાની જરૂર છે શરૂઆતનો માનો પ્રેમ બિનશરતી નિસ્વાર્થ હોય છે મા નવજાત શિશુને ચાહે છે કારણ કે એ તેનુ બાળક છે

પ્રેમ આપવા માટે આ એક જ વસ્તુ એને માટે બસ છે. જ્યારે બાપના પ્રેમમાં હમેશાં અપેક્ષા રહેલી હોય છે. પિતાના પ્રેમ માટે બાળકને લાયક થવું પડે છે. બાપ ઇચ્છે તેવું એ ન કરે તો એમનો પ્રેમ ગુમાવી બેસે છે. આજ્ઞાંકિત બનવું એ બાપના પ્રેમની માગણી છે. બાપની આજ્ઞા પાળવામાં ન આવે તો એની શિક્ષારૂપે બાપ એનો પ્રેમ પાછો ખેંચી લે છે. આ પ્રમાણે બાપનો પ્રેમ શરતી હોવાથી એ મેળવવા માટે બાળકને સતત પ્રયત્ન કરવો પડે છે. આમાંથી આ દુનિયામાં, દરેક વસ્તુ મેળવવા માટે પ્રયત્ન કરવો પડે છે એનો એને ખ્યાલ આવે છે.

મા કુદરતી તત્ત્વોનું પ્રતીક છે જ્યારે બાપ માનવસર્જિત વસ્તુઓ – વિચાર, વ્યવસ્થા, કાયદો, શિસ્ત, સાહસ, સંશોધન વગેરે વસ્તુઓનું પ્રતીક છે. પિતા બાળકને ભણાવે છે, દુનિયાનો રસ્તો બતાવે છે અને એની આકાંક્ષાઓ બાળક પૂર્ણ કરી એની ફરજ બજાવે તેવી તેની ઇચ્છા હોય છે.

માનો પ્રેમ એક વખત ગુમાવ્યા પછી પાછો મેળવી શકાતો નથી કે એનામાં પ્રેમ ન હોય તો તે ઉત્પન્ન કરી શકાતો નથી. જ્યારે બાપનો પ્રેમ પ્રયત્ને પામી શકાય છે. મા એ નસીબ છે, બાપ એ પુરુષાર્થ છે. મા અને બાપનાં બાળક પ્રત્યેનાં આ જુદાં જુદાં વલણો બાળકની પ્રતિભાનો વિકાસ કરવા માટેની જ કુદરતે ઘડેલી યોજના છે. માના બિનશરતી પ્રેમની બાળકને જરૂર છે તેમ માથી સ્વતંત્ર થતાં બાળકને પિતાનો પ્રેમ, શાસન અને નેતૃત્વની જરૂર છે.

બાળકનું પરાધીનપણું, માનો બિનશરતી પ્રેમ અને બાપનો શરતી પ્રેમ આ બધાં બાળકના ભાવાત્મક તેમ જ બૌદ્ધિક વિકાસમાં

છે. એના પરનું પરાધીનપણું કાઢી નાખવા પ્રયત્ન કરે છે. બાળક જેવું પોતાના પગભર થાય છે કે એનો રસ એનામાંથી જતો રહે છે. બાળકને જન્મ આપી, પોતે કંઇ સર્જન કર્યું છે તેવો સંતોષ મેળવી લીધા પછી બાળકના વિકાસમાં એને રસ હોતો નથી. તેને અપેક્ષા વગરનો પ્રેમ આપવો અઘરો થઈ પડે છે. આમ હોવા છતાં બાળક એનાથી સ્વતંત્ર થાય તે પણ એને ગમતું નથી. જેમ જેમ બાળક એનાથી સ્વતંત્ર થતું જાય છે તેમ તેમ તેની અકળામણ વધતી જાય છે. કેટલીક મા તો બાળક એનાથી સ્વતંત્ર ન થાય તે માટેની જાણે અજાણે પેરવી કરતી જ રહે છે. બાળક એનાથી છૂટું પડે તે તેને ગમતું નથી. બિનસ્વાર્થી પ્રેમ અહીં સ્વાર્થી બને છે. પલટાયેલી આ પરિસ્થિતિ બાળકને મૂઝવી નાખે છે. માનો પ્રેમ બાળકને હમેશ મળ્યા કરે છે એ વાત સાચી નથી. પોતાનો માલિકી હક્ક રાખ્યા વગર બાળક પર મા પ્રેમ રાખે તો એ બાળક ખરેખર ખુશનસીબ કહેવાય.

પોતાનાથી અલગ પડતા બાળકને જે મા પ્રેમ આપી શકતી નથી તેનાં બાળકોમાં એક બીજા પ્રત્યે પ્રેમભાવ આવી શકતો નથી. એનાં બાળકો એને મન એક સરખાં છે, એમની વચ્ચે ભેદભાવ નથી તેવી લાગણી તેઓમાં એ પેદા કરી શકતી નથી. એણે ઉછેરેલાં છોકરાઓમા - ભાંડુઓમાં - સમાનતાનો ખ્યાલ આવતો નથી. તેઓ એકબીજા પર પોતપોતાનુ જોર અજમાવે છે જેને પરિણામે એમની વચ્ચે પ્રેમબંધન થવાને બદલે અદેખાઇ થઇ આવે છે. અદેખાઇ હમેશ માણસને એકબીજાથી દૂર દૂર કરતી રહે છે.

કોઈપણ અપેક્ષા રાખ્યા વગરનો માનો પ્રેમ બાળકને મળતો રહે તો એ એનામાં એવી શ્રદ્ધા ઊભી કરે છે કે જેથી એને લાગે છે કે એ એની માનું બાળક છે, એની માને એની જરૂર છે અને

મા-બાપથી સ્વતંત્ર થઈ ગયા પછી અંદર બેઠેલાં મા અને બાપ – અંતઃકરણ – માણસના વર્તનને ટેકો આપે છે કે તેની ટીકા કરે છે. ટેકો આપે છે ત્યારે માણસ પ્રફુલ્લિત બની ઉલ્લાસમાં આવી જાય છે અને ટીકા કરે છે ત્યારે એના દિલ પર કાળું વાદળ ઘેરાઈ જાય છે.

અંતઃકરણનું કાર્ય માણસ પાસે કર્તવ્ય કરાવવાનું નથી પણ કર્તવ્ય થઇ ગયા પછી તેને અનુમોદન આપવાનું કે વિરોધ કરવાનું છે. અંદર બેઠેલાં આ મા-બાપ માણસને હમેશ બાળક સમજે છે. એના પર સમયની કે સમજની અસર થતી નથી. એનું ઘડતર થઇ ગયા પછી એમાં ફરક લાવવાનું કાર્ય બહુ જ કઠિન છે.

જે માએ બાળકને કોઇપણ જાતની અપેક્ષા રાખ્યા વગરનો બિનશરતી પ્રેમ આપ્યો હોય છે તે માને આધારે બંધાયેલું માતૃ અંતઃકરણ ગમે તેવા સંજોગોમાં એને આશા આપે છે. જ્યારે પિતૃ અંતઃકરણ તેને ઠોકી ઠોકીને કહ્યા કરે છે, "જો તને મારા પ્રેમની જરૂર હોય તો તારે સુધરવું જ પડશે. જો તેં ખોટું કામ કર્યું છે તો તેના પરિણામોમાંથી છટકી જવાનું બની શકે તેમ નથી." આમ આ બન્ને અંતઃકરણ માણસને આશા કે ભયની સ્થિતિમાં સતત રાખ્યા કરે છે. આથી આશા અને ભય એકબીજાના સાથી બની જાય છે – મા અને બાપની જેમ. આ પરથી એમ પણ કહી શકાય કે મા સાથેના સંબંધમાંથી બાળકમા પ્રેમ આપવાની જે શક્તિ આવે છે તેમાંથી માતૃ અંતઃકરણ અને બાપ સાથેના સંબંધમાંથી શિસ્ત પાળવા – પળાવવા માટેનો આગ્રહ આવે છે તેમાંથી પિતૃ અંતઃકરણ ઘડાય છે.

માતૃ અંતઃકરણ અને પિતૃ અંતઃકરણ બન્નેનાં લક્ષણો ભિન્ન ભિન્ન હોવા છતાં માણસ વ્યવહારમાં આ બન્ને અંતઃકરણ દ્વારા

પોતાની લાગણીઓ વ્યકત કરે છે. આ બન્નેમાંથી એક ન હોય એટલે કે એકલું પિતૃ અંતઃકરણ હોય તો માણસ કઠોર અને ક્રૂર બને છે. એકલું માતૃ અંતઃકરણ હોય તો તેનામાં સમજ કે વિવેક દૃષ્ટિ આવતાં નથી.

મા માટેની તેમ જ બાપ માટેની મમતાને કારણે જો બન્ને અંતઃકરણ એકબીજામા ઓતપ્રોત થઈ જાય છે તો તે વ્યકિતનો માનસિક વિકાસ ઉત્તરોત્તર વધતો જાય છે એનુ માનસિક સ્વાસ્થ્ય હમેશ જળવાઈ રહે છે. જેઓમા આ બન્ને અંતઃકરણ, મા કે બાપ તરફ થઇ આવતા રાગ-દ્વેષ ને કારણે એકબીજામા ભળી જઇ શકતા નથી તેઓ માનસિક બિમારીના ભોગ થઇ પડે છે.

જો કુટુબમા મા લાડ કરનારી કે હકુમત ચલાવનારી હોય, બાપ નિર્બળ અને બેદરકાર હોય તો તેવા કુટુબમા ઊછરેલું બાળક હમેશા માને વળગી રહે છે અને મોટી ઉમરે બીજાઓ પર આધાર રાખવાની, બીજાઓ પર પોતાનો બોજો ફેંકી દેવાની તેનામા ખાસિયત આવે છે તે હમેશ જ્યા ત્યા "મા"ની શોધમા હોય છે. દરેક સ્ત્રી, દરેક અધિકારી એને મન માતા છે શિસ્ત, સ્વાતંત્ર્ય જેવા બાપના ગુણો તેનામાં આવતા નથી

જો મા હઠી, જડ અને આપખુદ હોય છે તો તેની પાસે ઊછરેલા બાળકમા પ્રેમભૂખ રહી જાય છે પ્રેમતરસ્યુ બાળક બાપ તરફ વળે છે બાપ જો એની દરકાર કરે છે તો એનામા એક તરફી પિતૃ અંતઃકરણ ઘડાય છે અને તેનામા શિસ્ત તેમજ નમનતાઈ આવે છે, કાયદો અને વ્યવસ્થામા જ તે માનતુ બને છે. બિનશરતી પ્રેમ જેવી અવસ્થા હોઇ શકે છે તેનો ખ્યાલ સરખોયે એને આવતો નથી

મા ઠંડી હોય, બાપ બેદરકાર હોય તો બાળક ગુંચવાઈ જાય છે બન્નેમાંથી એકે અંતઃકરણનો વિકાસ થતો નથી. આવી જાતના કુટુંબો માનસિક બિમારીનાં કેંદ્ર બને છે, એમનામાં પ્રેમ આપવાની કે પ્રેમ લેવાની, શિસ્ત પાળવાની કે શિસ્ત પળાવવાની શક્તિ આવતી નથી

જે બાળકમા એકલા પિતૃ અંતઃકરણનો વિકાસ થાય છે તે સ્વભાવે જીદ્દી બને છે. દુષ્કૃત્યના ડખની લાગણી એનામાં વધુ પડતી સખત હોય છે; પરિણામે એનામાં અતિશય એકમાર્ગિતા આવી જાય છે.

જે બાળકમાં એકલું જ માતૃ અંતઃકરણ વિકાસ પામે છે તેનામા જીવનમાં આવી પડતી કઠણાઇઓ સહન કરવાની કે મૂઝવણો-માંથી વાસ્તવિક રીતે માર્ગ કાઢવાની શકિતનો અભાવ હોય છે. આવી વ્યકિતઓ સહેલાઇથી વ્યસની બની જાય છે બીજાનો પ્રેમ મેળવવા માટે ગમે તેટલું સહન કરવુ પડે તો પણ વાસ્તવિકતાનો વિચાર કર્યા વગર તેમ કર્યે જાય છે. બાપે, સમાજે, નેતાઓએ એની દરકાર કરી નથી, એને સમજ્યા નથી, એને પ્રેમ આપ્યો નથી તેવી ફરિયાદ તેઓ કર્યા જ કરે છે અને અંતે નિષ્ક્રીય બની જાય છે.

માતૃપ્રેમ દ્વારા માણસમા જ્ઞાન આવે છે અને પિતૃપ્રેમ દ્વારા માણસમા કર્મ કરવાની શકિત આવે છે. જ્યા આ બન્ને એક બીજામા ઓતપ્રોત થઇ શકે છે તેવી વ્યકિતઓ ઉચ્ચ કક્ષાનું માનસિક સ્વાસ્થ્ય સ્થાપી શકે છે. જ્યા બન્ને છુટા પડી જાય છે અથવા બન્નેમાથી એકનો અભાવ હોય છે તેવી વ્યક્તિઓમાં ભિન્ન ભિન્ન પ્રકારની માનસિક મુશ્કેલીઓ ઊભી થાય છે.

# ૭

બાળક
ભવિષ્યમાં થનાર
મા કે બાપ છે.

આજનું બાળક ભવિષ્યમાં થનાર મા કે બાપ છે. બાળઉછેર કરનાર દરેક મા-બાપે આ હકીકતને ખ્યાલમાં રાખવાની ખૂબ જ જરૂર છે. જે મા-બાપ આ હકીકત વિષે જાગૃત રહે છે તેઓ બાળક પ્રત્યે માનથી જોઈ શકે છે. બાળક પ્રત્યેનું તેમનું વલણ વિચારવંત બની શકે છે. બાળક સાથેના એમના વર્તનની જે જે અસર એના મન પર પડે છે તે અને એ અસરના પ્રત્યાઘાત રૂપે જે જે વર્તન કરવાની પદ્ધતિ એનામાં ઘડાઈ જાય છે, તે એનાં મા-બાપ તરફથી મળેલો એનો વારસો છે. આ વારસો એને થનાર બચ્ચાંઓનાં જીવન માટેની ભૂમિકા તૈયાર કરે છે. આ કારણે આજના મા-બાપની જવાબદારી તેઓ ધારે છે તેના કરતાં ઘણી મોટી છે. એમના પોતાના સ્વભાવ અને માન્યતાઓને કારણે બાળકનું અને એને થનાર બાળકોનું જીવન નબળું ન પડી જાય તે જોવાની તેમની ફરજ છે. જીવનમાં જે

આવી પડે તેનો સામનો કરવાની તાકાત બાળકમાં આવવી જ જોઇએ અને જે મા-બાપ બાળક પર પોતાનો હક્ક જમાવે છે તેઓ પાસે ઊછરેલાં બાળકમાં ઊલટું જ પરિણામ આવેલું જોવા મળે છે.

મા-બાપના સ્વભાવની જે અસર બાળક પર થાય છે તેનાં કેટલાંક પરિણામ સમજવા જેવાં છે. જેઓમાં પોતાનાં મા કે બાપ તરફ અણગમો–ઘૃણા હોય છે તેઓ પોતાનાં બાળકો પ્રત્યે પણ તેવું વલણ દાખવે છે. જે સ્ત્રીમાં પોતાની મા પ્રત્યે તિરસ્કાર હોય છે તે તેની દીકરીને તિરસ્કારે છે, જે પુરુષ પોતાના બાપને તિરસ્કારે છે તે તેના દીકરાને તિરસ્કારે છે. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે પોતાનાં મા કે બાપ તરફનો મૂળ તિરસ્કાર એટલો બધો પ્રબળ હોય છે કે જે એક યા બીજા સ્વરૂપમાં વારંવાર વ્યક્ત થયા વગર રહેતો નથી. આવો તિરસ્કાર માણસમાં રહેલા પ્રેમને ઉથલાવી શકે છે જેથી પોતાના બાળક પ્રત્યે પ્રેમ બતાવવાનો વખત આવે છે ત્યારે પેલો તિરસ્કાર ધસી આવે છે. આથી તો કેટલીક માને દીકરીનો જન્મ થાય તે ગમતું નથી અને કેટલાક બાપ, દીકરાનો જન્મ થતાં અંદરથી ગભરાય છે.

આ ઉપરાંત એક બીજી બહુ અગત્યની હકીકત જોવા મળી છે. માના સ્વભાવની છોકરા પર અને બાપના સ્વભાવની છોકરી પર વધારેમાં વધારે અસર થાય છે તેથી માનું વર્તન છોકરા સાથે કેવું છે તે પર તે કયા પ્રકારનો બાપ થશે અને બાપના વર્તનથી છોકરી કયા પ્રકારની મા થશે તે નક્કી થાય છે. આથી મા અને બાપ બન્નેનો બાળ ઉછેર કરવામાં એક બીજા સાથે સહકાર નથી હોતો ત્યાં વિપરીત પરિણામ આવે છે. મા અને બાપના સ્વભાવ માટે જન્મનાર બાળક જવાબદાર નથી તેથી બાળ ઉછેરની બાબતમાં બન્નેમાંથી એકે પણ પોતાનો સહકાર ખેંચી ન લેવો જોઇએ. એમ

પણ કહી શકાય કે દરેક સ્ત્રી-પુરુષ માટે બાળઉછેર એ સહકાર મેળવવા માટેની તાલિમ છે. જે મા-બાપ આ તાલીમ લે છે તેઓ જીવનના જુદા જુદા ક્ષેત્રોમાં બીજાઓ સાથે સહકારથી કામ લઈ શકે છે.

સમભાવી અને સુખી કુટુંબમાં જ્યાં ડહાપણભરી દૃઢ શિસ્ત પળાય છે તેવાં કુટુંબમાં ઊછરેલાં બાળકો મોટે ભાગે સમજદાર પિતા કે માતા બને છે.

જે કુટુંબમાં માની હકુમત ચાલતી હોય મા-બાપ વચ્ચે સુમેળ ન હોય, શિસ્ત પળાવવામાં ઘણાં કડક અને અસંગત હોય એવા કુટુંબમાં ઊછરેલો દીકરો બિનસમજુ પિતા બને છે. છોકરો કયા પ્રકારનો પિતા થવાનો છે તેનો આધાર એના પિતા કરતાં એની મા પર વધુ હોવાથી આવું બને છે. તેવીજ રીતે બુદ્ધિશાળી, માયાળુ અને સુદૃઢ બાપની દીકરી હમેશ સારી મા બને છે. સારી માનું ઘડતર કરવામાં મા કરતાં બાપની પ્રતિભા વધારે અગત્યની છે. ચીડિયણ મા અને કડક બાપની દીકરી "ખરાબ" માતા બને છે.

"સારાં" કે "ખરાબ" મા-બાપ કેવા પ્રકારની કૌટુંબિક પરિસ્થિતિમાંથી પેદા થાય છે તેની આ રૂપરેખા છે. બીજાં પણ ઘણાં તત્ત્વો પર એનો આધાર હોઈ શકે છતાં ઉપર બતાવેલાં તત્ત્વો પર ધ્યાન આપવું જરૂરી છે.

૮

બાળક પ્રત્યેના વલણમાં મા-બાપના સમસ્ત ભૂતકાળના ભાવો સમાયેલા છે. આ ઉપરાંત તેમની સામાજિક, આર્થિક અને કૌટું-બિક પરિસ્થિતિની પણ તેમના સ્વભાવ પર અસર થાય છે. આમ ભૂતકાળ અને વર્તમાન એ બંનેની મા-બાપના મન પર જે અસર થાય છે, જે પ્રત્યાઘાત પડે છે તે પ્રમાણે બાળકનો ઉછેર તેઓ કરે છે. ઉછેર કરવાની તેમની પદ્ધતિ મુખ્યત્વે ત્રણ ભાગમાં વહેંચાઇ જાય છે.

આવકાર
અવજ્ઞા
અતિપાલન

(૧) કેટલાંક મા-બાપ બાળકને આવકાર આપી તેની યોગ્ય જરૂરિયાતો પ્રેમથી પૂરી પાડી તેની સાથે મૈત્રીભર્યું વર્તન કરે છે. (૨) બીજી જાતનાં મા-બાપ બાળકની અવજ્ઞા કરી તેના પ્રત્યે (અ) બેદરકારી બતાવે છે, (બ) કડક, કઠોર કે ક્રૂર બની શિક્ષા કરે છે; (ક) કે બાળક પામી ન શકે તેવું ઊંચું ધ્યેય રાખી, તેના પર સખ્તાઇ રાખી, શિક્ષા કરી તેના પ્રત્યે અસંતોષ બતાવે

દરેકે દરેક પ્રવૃત્તિમા બાળકને સાથે રાખી તેમનામા એને માટે કેટલો રસ છે તે વ્યક્ત કરે છે તેના વિકાસ અને વૃદ્ધિમા હેતભરી મદદ કરે છે, અને તેના માટેનો તેમનો આનદ શબ્દોમા વ્યક્ત કરે છે તેની દરેકે દરેક પ્રવૃત્તિમા રસ લઈ તેને પ્રોત્સાહન આપે છે આવા મા બાપ બાળકને ફક્ત બાળક ગણીને જ તેની સાથે વર્તન કરતા નથી, પરતુ સપૂર્ણ નહિ તો યોગ્ય પ્રમાણમા પણ એને એ જવાબદાર વ્યક્તિ ગણીને વર્તે છે એની પાસે વધુ આશા રાખતા ન હોવા છતા તેઓ તેના અભિપ્રાયને માન આપે છે

બાળક "કેવુ છે" અને "શુ કરે છે" એ બન્ને વચ્ચેનો તફાવત દરેક માણસે ખ્યાલમા રાખવાની જરૂર છે ઘર બહારના માણસો બાળક શુ કરે છે તે પર પોતાનો નિર્ણય બાધે છે મોટા માણસ જેવુ નહિ પણ બાળક જેવુ એનુ વર્તન જોઈ એની પર ચિડાય છે, એની સાથે અધીરા બની જાય છે ઘણા શિક્ષકો પણ એવુ કરે છે બાળકને એવી જગાની જરૂર છે કે જ્યા તેને બાળક તરીકે સ્વીકારવામા આવે, જ્યા તેનુ અપરિપકવપણુ નિંદવામા ન આવે, અને જ્યા તેને અનુભવે નવુ શીખવાનુ મળે ઘર એક જ એવુ સ્થાન છે

બાળક માટેના માબાપમા આવેલા નૈસર્ગિક વહાલનો ઉપયોગ કરી માબાપ બાળકને સપૂર્ણપણે સ્વીકારી લે છે તો તેવુ બાળક આખા વાતાવરણને આનદિત કરી મૂકે છે બાળકની આ તાકાતનો ઉપયોગ થવા દેવો જોઇએ અહીં બાળકનુ હાર્દ ખીલી ઊઠે છે આવા માબાપ બાળકને કાઈ વખત શિક્ષા કરી બેસે છે તો પણ તેની માઠી અસર બાળક પર થતી નથી

જે માબાપ બાળકનો સ્વીકાર કરે છે, જે "સારા" માબાપ છે તેઓ (૧) બાળકના ઉછેરને પોતાનુ મુખ્ય કાર્ય સમજે છે,

(૨) બાળકની વહાલથી સંભાળ રાખી તેનું રક્ષણ કરે છે, (૩) બાળકને સાત્વિક પોષણ આપે છે, અને સ્વચ્છ કપડાં પહેરાવે છે, (૪) બાળકમાં વિશ્વાસ રાખે છે અને બાળ ઉછેર માટે એકમત હોય છે, (૬) બાળકને મિત્રો બનાવવા પ્રોત્સાહન આપે છે અને (૭) બીજાઓનાં બાળકો સાથે સમાન ભાવથી વર્તે છે.

બાળક શું કરે છે તે માટે નહિ, તેનામાં અમુક ગુણ છે તેટલા માટે નહિ પરંતુ જેવું છે તેવું જ એનો સ્વીકાર "સારાં" મા-બાપ કરે છે, ઘરમાં રહેવાનો એનો હક્ક છે એવું જે મા-બાપ ગણે છે તેઓ જ બાળકને વિકાસ પામવા માટેનું ઉત્તમ વાતાવરણ પેદા કરી શકે છે. એમને માટે જ બાળકની હાજરી આનંદ આપનાર નીવડે છે.

મા કે બાપ છૂટાછવાયાં વહાલભર્યાં સારાં વર્તન કરે તો તેથી તેઓએ બાળકનો સ્વીકાર કર્યો છે તેમ કહેવાય નહિ. એમની સમસ્ત વર્તન પદ્ધતિ એવી હોવી જોઇએ કે જેમાં એક વર્તન અને બીજા વર્તનમાં આભ જમીન જેટલો ફરક ન પડવો જોઇએ. સ્વીકાર કરનાર મા-બાપ ગુસ્સે થાય તો પણ તે ગુસ્સો વહાલ વિહીન છે તેવું બાળકને લાગતું જ નથી એટલું જ નહિ, મા-બાપ ગુસ્સે થઈ જાય તો તેમને તે માટેનો હક્ક છે એવો સ્વીકાર કરે છે. આવું બાળક ગુસ્સે થનાર મા-બાપ સામે ગુસ્સે થતું નથી. એથી એને મા-બાપનો ડર લાગતો નથી. મા-બાપ માટે એને માન થઈ આવે છે. આ પરિસ્થિતિ એની ઇચ્છાઓ અને વૃત્તિઓ પર કાબુ મેળવવા માટેની એનામાં તાકાત લાવે છે. મા-બાપ વચ્ચેનો સુમેળ, એમનામાં એને માટેની સમજ, એને નિર્ભય અને સમજુ બનાવે છે.

બાળઉછેર કરતાં કરતાં મા-બાપને પોતાને જ નવુંનવું શીખવાનું હોય છે. નવી નવી એકાએક આવી પડતી મૂંઝવણો ઉકેલવાની

હોય છે. જે મા-બાપ બાળકનો સ્વીકાર કરે છે એમને માટે આમ થવું તદ્દન સહેલું બની જાય છે. એમનામાં પોતાનું બાળક બગડી જશે તે વિષેનો ગભરાટ નથી હોતો. એમનો આત્મવિશ્વાસ એમના બાળકની શક્તિઓનો ફેલાવો થવા દે છે. આવાં મા-બાપ પાસે ઊછરેલું બાળક (૧) નિરાંતે ઊંઘે છે, (૨) ધાવણ છોડવાવામાં મુશ્કેલી પડતી નથી, (૩) મળમૂત્રની તાલીમ આપોઆપ તેનામાં આવી જાય છે, (૪) શાળામાં ખુશમિજાજ રહે છે, (૫) બીજાઓ સાથે હળીમળી કામ કરે છે, (૬) સભ્યતા અને વિવેક સાચવે છે, (૭) પોતાની ચીજ વસ્તુઓની સંભાળ રાખે છે, (૮) બીજાઓની જરૂરિયાતનું ધ્યાન રાખે છે, (૯) વચન પાળે છે, (૧૦) બીજાઓની મુશ્કેલીઓનો ખ્યાલ રાખે છે, (૧૧) પ્રામાણિક બને છે, (૧૨) ડહાપણથી પૈસા ખર્ચે છે, અને (૧૩) શાન્તિ અને ધીરજ જેવા ગુણ તેનામાં આવે છે.

એવું અનુમાન કરી શકાય કે જે ઘરમાં બાળકનો સ્વીકાર થયો છે, જ્યાં એના આવવા માટેની રાહ જોવાય છે એવા ઘરમાંથી સારા નાગરિક, સારા પતિ, સારી પત્ની, સારા સંશોધક આવેલાં હોવાં જોઇએ.

અવજ્ઞા :

તેમના થયેલા અમુક પ્રકારના ઉછેરને કારણે કેટલાંક સ્ત્રી પુરુષોમાં બાળકની અવજ્ઞા કરવાનું વલણ બંધાઇ છે. આ ઉપરાંત જ્યારે મા કે બાપની અનિચ્છાએ બાળકનો જન્મ થાય છે ત્યારે તેની અવજ્ઞા કરવામા આવે છે.

અવજ્ઞા કરનાર મા-બાપ બાળકની યોગ્ય સંભાળ રાખતાં નથી, તેના પ્રત્યે વહાલ બતાવતાં નથી, અને બીજાં બાળકો સાથે તેને અયોગ્ય રીતે સરખાવી ઉતારી પાડે છે. આને કારણે પ્રેમ-

ભૂખ્યું બાળક, મા-બાપથી સ્વતંત્ર થવાને બદલે તેમને ચીટકી રહે છે. આથી કંટાળી જઈ અવજ્ઞા કરનાર મા કે બાપ બાળક પર ચિડાયા કરે છે, ટોકે છે, મારે છે અને ઘરથી દૂર મોકલી દેવાની ધમકી આપે છે.

અવજ્ઞા પામેલું બાળક આથી માનસિક રીતે અસ્વસ્થ બની જાય છે. તેને જરાજરામાં ગભરાટ થઈ આવે છે અને તેનાં વર્તનો બીજાઓનું ધ્યાન ખેંચવા માટેનાં બને છે. અભ્યાસમાં તે ધ્યાન આપી શકતું નથી અને બીજાઓ સાથેની રમતોમાં તેને ફાવટ આવતી નથી. તે ચોરી કરે છે, જૂઠું બોલે છે, મારામારી કરે છે, વધારે પડતી વાતો કરે છે, બડાઈ ફેંકે છે, અને બીડી પીતું થઈ જાય છે.

અવજ્ઞા પામેલા બાળકમાં સમાજ અને સામાજિક સંસ્થાઓ પ્રત્યે તિરસ્કારભર્યો વિરોધ થઈ આવે છે. તેનામાં બેપરવાઈ આવી જતી હોવાથી બીજાઓ પ્રત્યે બેદરકાર રહે છે, અને પોતાના દિલની વાત બીજાને ખબર ન પડી જાય તે માટેની તે ચીવટ રાખે છે. બેપરવાઈ એને જોખમ ખેડનાર બનાવે છે. લુચ્ચાઈ કરવી, છેતરપિંડી કરવી તેને માટે સ્વાભાવિક બની જાય છે. આ રીતે જોઈએ તો જે બાળકને મા-બાપની હૂંફ-વાત્સલ્ય મળ્યાં નથી તે બાળક (૧) આક્રમક, અવિશ્વાસુ અને બીજાઓ સાથે ભળી ન શકે તેવા સ્વભાવવાળું થઈ જાય છે, (૨) તેનામાં ગુનો કરવાનું વલણ બંધાય છે, (૩) તે જિદ્દી બની જાય છે, (૪) મા-બાપ સામે તિરસ્કાર કરતું-બળવાખોર બની જાય છે અને ટૂંકમાં (૫) જવાબદારી લેવા સામેનો સખત અણગમો સેવતો એ જ એનું જીવન બની રહે છે.

મા કે બાપ બાળકની શા માટે અવજ્ઞા કરતાં થઈ જાય છે એ સમજવાની ખાસ જરૂર છે.

(૧) મા અને બાપનું લગ્નજીવન સુખી ન હોય તેવા ઘરમાં ખાસ કરીને મા બાળકની અવજ્ઞા કરે છે. બાપ પરની એની ચીડ તે બાળક પર કાઢે છે.

(૨) જે ઘરમાં બાપ, મા પર પોતાની સત્તા ચલાવતો હોય તે ઘરમાં ઊછરેલાં છોકરાંમાં મા અને બાપ બાપ બન્ને પ્રત્યે તિરસ્કાર થઇ આવે છે. આથી તેમનાથી થઇ જતાં વર્તનો મા-બાપને ગમતાં નથી. આમ મા અને બાપ બન્ને તેમની અવજ્ઞા કરે છે.

(૩) માની અવજ્ઞાથી બાળકને પારાવાર નુકસાન થાય છે. જે માનો ભાવાત્મક વિકાસ થયો નથી એટલે કે બાળક ઉછેરવાની જવાબદારી લેવા જે તૈયાર થઇ નથી તેને માટે બાળક એક વિઘ્ન છે. આથી તે બાળક પર વારંવાર ચિઢાઈ જાય છે અને તેની સાથે માને ન છાજે તેવાં વર્તનો કરી નાંખે છે. આમ અવજ્ઞા પામેલું બાળક માને તિરસ્કારતું બની જાય છે.

જે ઘરમાં મા-બાપ વચ્ચે કલહ થતો હોય, જ્યાં મા પોતાની હકુમત ચલાવતી હોય, છોકરાનો પક્ષ ખેંચતી હોય અને બાપ તેને ટોકતો હોય, શિક્ષા કરતો હોય તો તેવો છોકરો જ્યારે બાપ બને છે ત્યારે પોતાના દીકરાની અવજ્ઞા કરે છે. તેવી જ રીતે જે ઘરમાં મા ગુસ્સાવાળી અને બાપ કડક હોય, શિસ્ત પર અતિ ભાર મૂકી બાળકની ટીકા થતી હોય, શિક્ષા કરાતી હોય છતા ય લાડ લડાવાતા હોય તેવા કુટુંબમાં ઉછરેલી છોકરી પોતાનાં બાળકોની ખાસ કરીને દીકરીની અવજ્ઞા કરે છે.

ઉપર કહેલા બચપણમાં ઘડાતા અવજ્ઞા કરવાના માનસિક વલણ ઉપરાંત જ્યાં (૧) પતિ-પત્ની વચ્ચે અણબનાવ હોય, (૨) તેમની

વચ્ચે વારંવાર ઘર્ષણ થતું હોય, (૩) એક બીજા પ્રત્યે બેદરકાર હોય, (૪) લગ્ન કરવા માટે પોતાની નિંદા કરતા હોય, (૫) પોતાનું ઉપરીપણું સ્થાપવા માટે વારંવાર તકરાર કરતા હોય, (૬) પતિ ઘરનું પોષણ ન કરતો હોય, ખરાબ ટેવોમાં ફસાઈ ગયેલો હોય, બાળકની સંભાળ ન લેતો હોય, (૭) પત્ની આળસુ અને ઈર્ષાખોર હોય તો તેમનાં બાળકોમાં તેમની અવજ્ઞા થઈ છે તેવો ખ્યાલ પેસી જાય છે.

અવજ્ઞા કરનાર મા કે બાપ, બાળકમાંની કોઈપણ ખામી માટે બાળકને જ જવાબદાર ગણે છે, એમાં પોતાનો પણ હિસ્સો છે તે વાતનો સ્વીકાર તેઓ કરતાં નથી.

આવાં કારણોએ અવજ્ઞા પામેલું બાળક દુઃખી હોય છે. તેથી જ્યારે બીજા કોઈ બાળકને એનાં મા-બાપ સુખ આપતાં જુએ છે ત્યારે તેને થઇ આવે છે કે એ મા-બાપને ઘેર એનો જન્મ થયો હોત તો કેવું સારું! અવજ્ઞા પામેલું બાળક એના પોતાના મા-બાપનો સ્વીકાર કરી શકતું નથી.

અતિપાલન :

અતિપાલન કરનાર મા કે બાપ બાળકને હમેશાં રાજી રાખવા મથે છે. બાળક એમનાથી દૂર થઇ જશે, એમને ભૂલી જશે તેવો ભય તેમને રહે છે. અવજ્ઞા કરનાર મા કે બાપની જેમ તેમનામાં વાત્સલ્યભાવની ઉણપ હોય છે પરંતુ તે માટે અજ્ઞાતપણે તેમને ડંખ લાગતો હોવાથી તેઓ વધારે પડતી સંભાળ કરનાર થઈ જાય છે. અવજ્ઞા અને અતિપાલન બન્ને મૂળમાં એક જ છે. પ્રેમનો અભાવ આ બન્નેમાંથી કોઇપણ એક રીતે વ્યકત થાય છે. કોઈ કોઈ ઠેકાણે આ બન્ને ક્રિયાઓ એક જ વ્યક્તિમાં જોવા મળે છે.

અતિપાલન કે લાડ કરનાર મા કે બાપ બાળકને જરા પણ

ઇજા થતાં અતિશયોક્તિ ભર્યાં વર્તનો કરી મૂકે છે. આવાં મા કે બાપ શરદી થઈ જશે તેવી બીક બતાવી ઉનાળામાં પણ છોકરું ગુંગળાઈ જાય તેવી રીતે કપડાં પહેરાવી રાખે છે. ઇજા થશે તેવી બીક બતાવી બાળકને સામાન્ય રમતો રમતાં અટકાવે છે. બાળક માટેનું બધું કાર્ય પોતે કરી લે છે. આવી મા બાળકને તે એક વર્ષનું થઈ જાય તો પણ ધવડાવ્યા કરે છે, એને પોતાને હાથે ખવડાવે છે, બાળક ગંદુ થઇ જાય છે તેવું બ્હાનું કાઢી એના હાથે ખાવા દેતી નથી એ જાતે નાહીને કપડાં પહેરી શકે તેટલી ઉમરનું થઇ ગયું હોય તો પણ પોતે તેને નવડાવશે, કપડાં પહેરાવશે. એને એકલું સૂવા પણ દેશે નહિ. બાળક એકલું નિશાળે જઇ શકે તેમ હોય તો પણ તેને મૂકવા, લેવા જશે. શિક્ષક સાથે બાળકને ઘર્ષણ થાય તો તેમાં બાળકનો પક્ષ ખેંચશે. બીજા છોકરા સાથે બાળક લડાઇ કરે તો તેની લડાઈ પોતે લડશે. નિષ્ફળ ગયું છે તેવા બાળકને પોતાની સોડમાં ભરાવી દઈ આવી પડેલી મુશ્કેલીનો સામનો કરતાં અટકાવે છે. પોતાની અંદરના ભાવાત્મક અસંતોષને કારણે આવાં મા-બાપ બાળક પર પ્રેમની અતિવર્ષા વર્ષાવે છે જેને પરિણામે પોતાના પગ પર ઊભા રહેવાની તાકાત બાળકમાં આવતી નથી. જે પતિપત્નીને એકબીજાનો પ્રેમ મળતો નથી તેઓ ખાસ આવાં વર્તનો કરે છે. વિધવા સ્ત્રી પતિ પરનો બધો પ્રેમ પોતાના છોકરા પર ઢોળે છે તો તે છોકરો એની સાથી જીવનભર વિખૂટો પડી શકતો નથી. તેવી જ રીતે જેઓ ઘર તરફ બેદરકાર બની સમાજ કલ્યાણ કરવાના ક્ષેત્રમાં સમય અને શક્તિ ખર્ચે છે તેઓ બાળકને રાજી રાખવા તેની પર કહેવાતો પ્રેમ ઢોળ્યા કરે છે. આવાં મા-બાપ નીચે ઊછરેલાં છોકરા સ્વાશ્રયી બની શકતાં નથી અને બીજાઓ સાથે સ્હેલાઈથી ભળી શકતાં નથી. અતિપાલન કરનાર મા કે બાપ બાળક સાથે મક્કમપણે વર્તી શકતાં નથી તેથી બાળકમાં એની પોતાની શક્તિઓ વિષેની ખાત્રી આવતી નથી.

અતિપાલન બાળકને પ્રેમથી વીંટી લે છે. આવો પ્રેમ પિંજર સમાન છે. તેમાં ઊછરેલું બાળક (૧) નરમ (૨) જ્યાં ત્યાં ઢળી પડનાર (૩) વધારે પડતું પરાવલંબી (૪) શરણે જનાર (૫) પીછે હઠ કરનાર (૬) દીન (૭) આળસુ (૮) એકલવાયું (૯) બાલીશ બની જાય છે.

મા અને બાપ બન્ને અવજ્ઞા કરનાર કે અતિપાલન કરનાર હોય તેવું જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં ઊછરેલાં બાળકોમાં માનસિક ખામી, માનસિક અનારોગ્ય આવ્યા વગર રહેતું નથી. એવાં કુટુંબો હોય છે જ્યાં મા અને બાપમાંનું એક અવજ્ઞા કરે ત્યારે બીજું અતિપાલન કરનાર હોય છે. આવાં કુટુંબમાં ઊછરેલાં છોકરાં સ્વાર્થી અને લોભી બની જાય છે એટલું જ નહિ પણ તેમનામાં ઈર્ષા અને વેર લેવાની વૃત્તિ જોર પકડે છે. જે ઘરમાં બાપ અવજ્ઞા કરનાર હોય તેમાં ઊછરેલી છોકરી પૌરૂષી બને છે અને અતિ લાડ કરનાર માના છોકરાં સ્ત્રૈણ બને છે.

અતિ લાડ જે છોકરાંને મળે છે તેમની મૈથુનવૃત્તિ એમની ઉમર કરતાં વહેલી જાગી ઊઠે છે. પરિણામે એ વૃત્તિ પર કાબુ મેળવવાનું, તેમાંથી મળતી મઝાને મુલતવી રાખવાનું તેમને માટે મુશ્કેલ બને છે. એમને કદી કશાથી સંતોષ થતો નથી.



જેમ અવજ્ઞા અને અતિપાલનની બાળકનાં વર્તન અને વ્યક્તિત્વ પર અસર થાય છે તેમ બાળક પર અધિકાર દાખવતાં કે બાળકને *આધીન થઇ જનાર મા કે* બાપની પણ અસર થાય છે.

## મા-બાપનું આધિપત્ય અને આધીનતા

બાળક પર પોતાનો અધિકાર છે, એની પર પોતાની હકુમત ચલાવવી જોઇએ તેવા સ્વભાવ-વાળાં મા-બાપ, બાળક પર સખત અને કડક કાબુ રાખનાર હોય છે જ્યારે આધીન થઈ જનાર મા-બાપ બાળક જેમ ઇચ્છે તેમ વર્તે છે. હકુમત ચલાવનાર મા-બાપ બાળક પર પોતાની સત્તા ચલાવે છે જ્યારે આધીન થઈ જનાર મા-બાપ પર એમનું બાળક સત્તા ભોગવે છે.

હકુમત ચલાવનાર મા-બાપ, બાળક પાસે (૧) પોતાનું ધાર્યું કરાવે છે, (૨) શિક્ષા કરે છે, (૩) *તેની ઉંમરની ગણના કર્યા* વગર તેની પાસે મોટી ઉંમરના માણસ જેવી સમજ અને

વર્તનની અપેક્ષા રાખે છે, (૪) તેની ટીકા કર્યા કરે છે, (૫) તેને દરેક બાબતમાં ભય બતાવ્યા કરે છે અને (૬) તેની જરૂરિયાતો પોતે પૂરી પાડે છે એવું વારંવાર યાદ દેવડાવે છે.

આધીન થઇ જનાર મા કે બાપ બાળકની (૧) બધીજ માગણીઓ અસંયમીતપણે પૂરી પાડે છે, (૨) તેમની પર એની સત્તા ચલાવવા દે છે, (૩) એને કોઇ જાતની તાલીમ આપતા નથી અને (૪) બાળકની દરેકે દરેક બાબતમાં બેદરકારી બતાવે છે.

એક જ મા કે બાપમાં આધિપત્ય અને આધીનતા આ બન્ને તત્ત્વો હોતાં નથી પરંતુ એક જ કુટુંબમાં બેમાંથી કોઇ એક સત્તા ચલાવનાર અને બીજું બાળક પાસે નમી પડનાર, અથવા બન્ને હુકુમત ચલાવનાર કે આધીન થઇ જનાર હોઇ શકે છે.

પોતાનાં બાળક પર હુકુમત ચલાવવી, કે તેને આધીન થઇ જવું એને પરિસ્થિતિ સાથે કશો સંબંધ નથી. મા કે બાપની વ્યક્તિગત પ્રતિભા – સ્વભાવ સાથે એને સંબંધ છે. પરંતુ જે ઘરમાં સ્ત્રી હુકુમત વાળી હોય ત્યાં પુરુષ, સ્વભાવે ગમે તેવો હોય તો પણ નિષ્ક્રિય બની જાય છે; ને સ્ત્રી જેમ કહે તેમ કરનારો થઈ જાય છે.

જે કુટુંબમાં છોકરીને વધુ પડતાં લાડ લડાવ્યાં હોય અને ખાસ કરીને બાપે એને રાજી રાખવા એ ઇચ્છે તેમ કર્યું હોય તેવી - છોકરી હુકુમત ચલાવનાર મા બને છે.

ઘરમાં જેની સત્તા ચાલતી હોય, એના જેવા થવાનો છોકરા છોકરીમાં ખ્યાલ આવે છે. એની સાથે તેઓ માનસિક એકતા સાધે છે. પરિણામે આવાં છોકરાં છોકરી મા કે બાપ બનતાં પોતાનાં બાળકો પર હુકુમત ચલાવે છે.

એવી પણ ઘટના જોવા મળી છે જેમાં પોતાની જાતિના મા કે બાપે એટલે કે માએ પોતાની દીકરી અને બાપે પોતાના દીકરા પ્રત્યે જેવું વલણ બતાવ્યું હોય તેવું જ વલણ તેઓ પોતાના દીકરા દીકરી તરફ અજ્ઞાતપણે રાખે છે. તેમની સાથેનાં એમનાં વર્તનો આ વલણથી પ્રેરાયેલાં હોય છે.

હકુમત ચલાવનાર મા-આપનાં છોકરાં નરમ, નિષ્ક્રીય અને આત્મવિશ્વાસ વગરનાં હોય છે છતાં એ છોકરાં મા-બાપ બને છે ત્યારે બાળકો પર હકુમત ચલાવે છે. તેવી જ રીતે બાળકને આધીન થઈ જનાર મા-આપનાં છોકરાં તોફાની, સ્વતંત્ર મિજાજના, અક્કડ, આક્રમક અને આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર બને છે છતાં તેઓ જ્યારે મા કે બાપ બને છે ત્યારે તેમનાં મા-આપની જેમ બાળકને આધીન થઇ જાય છે, તેમના તરફ બેદરકારી બતાવે છે અને મક્કમપણે કદી કોઈ વર્તન કરી કે કરાવી શકતાં નથી.

શરૂઆતનાં વર્ષોમાં બાળક માટેની જવાબદારી મા પર હોય છે ત્યારે અધિકાર રાખવાનું કે આધીન થવાનું પોતાનું માનસિક વલણ, બાળક પર સત્તા ચલાવીને કે બાળકનું ધાર્યું કરીને પ્રગટ કરે છે. તેમ કરવાથી એને માનસિક સંતોષ મળે છે. જયારે બાપ પોતાની આ જરૂરિયાત ઘર બહારના જગતમાંથી મેળવી લે છે. હકુમત ચલાવનારી મા બાળક માટે બહુજ મહત્વાકાંક્ષી હોય છે. તેની દરેકે દરેક પ્રવૃત્તિ પર બારીક તપાસ રાખે છે. નિશાળમાં આગલે નંબરે પાસ થાય તે માટે જહેમત કરાવે છે. એનું બાળક સમાજમાં માન પામે તે એનો આદર્શ હોય છે. બાળકને ખરાબ સોબત થઈ જશે તેવી બીકથી આવી મા હમેશ પીડાયા કરે છે તેથી કોને કોને બાળક પોતાના મિત્ર બનાવે છે તે પર બારીક તપાસ રાખે છે. આવી જાતની મા પોતાની ધાર્મિક માન્યતાઓ માનવાનું બાળક

પર દબાણ કરે છે. એને જન્મ આપતાં કેટલું બધું દુઃખ એને વેઠવું પડેલું તે પણ બાળકને દબાવવા વારંવાર કહી સંભળાવે છે. પોતાનું બાળક "આવું જ" થવું જોઇએ તેવું માની તેની પર બિનજરૂરી અંકુશ મૂકી તેની એકેએક ક્રિયાઓ પર નજર રાખે છે. "હું આટલું બધું તારે માટે કરું છું" એમ કહી બાળક પાસે પ્રેમ અને આજ્ઞાંકિતપણાની માંગણી કરે છે.

જે ઘરમાં બાપની હકુમત ચાલે છે એ ઘરનાં બધાં જ માણસો પર તે પોતાની સત્તા ચલાવે છે. પત્ની અને બાળકોને ધમકાવ્યા કરે છે. આથી તેઓ બધાં દબાઈ જાય છે. બાળક જો બાપનો જરા પણ વિરોધ કરે તો તેના તરફ તિરસ્કારભર્યું વર્તન બતાવે છે. એને કાઢી મૂકવાની ધમકી આપે છે અને તેની સાથે કડક બની જાય છે.

જે મા કે બાપ બાળકને આધીન થઇ જાય છે તેઓ બાળક પર કાબુ રાખવા માટે અશક્ત હોય છે. તેની પાસે તેઓ શિસ્ત પળાવી શકતાં નથી અને તેની ઇચ્છા પ્રમાણે વર્તે છે.

આધીન થઇ જનાર મા કે બાપ બાળક પ્રત્યે બેદરકાર બની જાય છે અથવા તેની જરૂરિયાત કરતાં વધુ પૈસા, રમકડાં આપી તેને ખૂબ મોજશોખ કરાવે છે.

જે માબાપને પોતાને લહેરી જીવન ગાળવું હોય છે તેઓ ખાસ કરીને બાળકને મોજ કરાવી એને તૃપ્ત રાખે છે.

અધિકાર રાખનાર મા-બાપનાં છોકરામાં આધીન થનાર મા-બાપનાં છોકરાંઓ કરતાં વધારે સામાજિક ગુણો આવે છે. તેમનાં વર્તનોમાં શિસ્ત દેખાઇ આવે છે. અભ્યાસમાં તેમને વધારે રસ

પડે છે. આમ હોવાથી તેઓ લાગણી પ્રધાન, ખોટું લગાડનાર, શરમાળ, સભ્ય, વિનયી, સ્વચ્છ, સાવચેત, દીન, નિખાલસ, ઉદાર, નમ્ર, પાછળ વાતો ન કરનાર, બડાઈ ન હાંકનાર, નિયમિત, વિશ્વાસુ અને વ્યવસ્થિત નીવડે છે.

આધીન થનાર મા-બાપનાં છોકરાં આજ્ઞાનો ભંગ કરનાર અતિ આત્મવિશ્વાસવાળાં, અભિમાની, દંભી, બડાઈખોર, બળવાખોર, બેજવાબદાર, અવ્યવસ્થિત, ગુસ્સો કરનાર, અસભ્ય, પૂરતું ધ્યાન ન આપનાર, અક્કડ, વાતોડિયાં, આળસુ, મંદ, સ્વાર્થી અને શોખીન હોય છે. આ ભાવે તે ન ભાવે, આ થશે તે નહિ થાય વગેરે તેના સ્વભાવમાં આવે છે. આમ હોવાથી તેઓ ખૂબ મિત્રો કરી શકે છે.

પ્રથમ દૃષ્ટિએ હકુમત પામેલાં છોકરાં સારા દેખાય છે. બેદરકારી પામેલાં આધીન મા-બાપનાં છોકરાં ખરાબ દેખાય છે. હકુમત પામેલું છોકરું નમ્ર, સભ્ય, આજ્ઞાંકિત, વિશ્વાસુ જેવા સદ્‌ગુણ ધરાવે છે જ્યારે આધીન મા-બાપનાં છોકરાં આજ્ઞાભંગ કરનાર, આક્રમક, અક્કડ, બેદરકાર, અતિઆત્મવિશ્વાસ જેવા ખરાબ ગુણો ધરાવે છે. પરંતુ ઊંડી નજરે જોતાં દેખાઈ આવે છે કે વધુ પડતી હકુમત જેણે સહન કરી છે તે છોકરાંઓમાં પ્રોત્સાહન, ઉમેદ, ઉત્સાહ જેવું હોતું નથી. એટલું જ નહિ પણ દીન, ગૂંચવાયેલાં, મૂંઝાયેલાં અને ગભરાયેલાં હોય છે. બેદરકારી પામેલાં બાળકોમાં આત્મવિશ્વાસ આવે છે.

આ પ્રમાણે જોઈએ તો હકુમત કે આધીનતા બન્નેમાં કંઈક સારાપણું છે. બન્નેને જો તેમની નીચેની કક્ષામાં લઈ જઈએ તો તેથી બાળકને પારાવાર નુકસાન થાય છે. આ કારણે દરેક મા-બાપે બન્ને વચ્ચેનો મધ્યમ માર્ગ શોધી કાઢવો જોઈએ. કયા બાળક પર હકુમત ચલાવવી, કયાં તેનું ધાર્યું કરવું અને કયાં તેની સાથે

પ્રેમપૂર્વક મક્કમ બની રહેવું એ મા-બાપે પોતે જ શોધી કાઢવાનું છે. મા-બાપ જ્યારે હદ વટાવી અતિશયતા કરી મૂકે છે ત્યારે જ તેની વિપરીત અસર બાળકના ઘડતર પર થાય છે.

જુની પદ્ધતિ, બાળકને સારું બનાવવા તેની પાસે કડક શિસ્ત પળાવવાની માગણી કરે છે. આધુનિક મત સ્વતંત્રતા પર ભાર મૂકે છે. બાળક તેની ઈચ્છા પ્રમાણે વર્તે, આજ્ઞાનો ભંગ કરે, અધિકારની અવગણના કરે તો પણ તેને તેમ કરવા દેવું કારણ કે તેમાંથી જ તેનામાં આત્મવિશ્વાસ અને સ્વાશ્રય આવે છે. આ કારણે મા-બાપે પોતાની જાતને એવી રીતે કેળવવાની જરૂર છે કે જેથી બાળક પર તેઓ હકુમત ભોગવે છે કે એને આધીન થઇ જાય છે એમાંનું એકેય એને લાગે નહિ. એવી પરિસ્થિતિમાં ઊછરેલું બાળક જવાબદાર, ઉત્સાહી આત્મવિશ્વાસુ અને પ્રગતિમાન બને છે.

અવજ્ઞા, અતિપાલન તથા આધિપત્ય અને આધીનતા આ બધાં વલણો પોતાના બાળકનો ઉછેર કરતી વખતે મા બાપનાં મન પર તરી આવે છે. મા-બાપનું એકેએક વર્તન આમાંના કોઈને કોઈ વલણથી પ્રેરાઈને થતું હોય છે. જ્યાં જ્યાં કોઈપણ એકે વલણ વધારે પડતું જોર પકડે છે ત્યાં ત્યાં બાળક, મા અને બાપ બધાંને વહેલું મોડું સહન કરવું પડે છે. પોતાનું વલણ કયા પ્રકારનું છે તે દરેક મા-બાપ બરાબર સમજી તેનો સ્વીકાર કરે, તે વિષે સજાગ બને તો કુટુંબની પરિસ્થિતિમાં થોડે ઘણે અંશે ફેરફાર આણી શકે છે.

## ૧૦

દરેક મા-બાપ, પોતાના જ બાળક માટે નહિ, પોતાના સમાજમાં ઊછરતાં બીજાં બાળકો માટે પણ જવાબદાર છે, એ વસ્તુ સમજવાની ખાસ જરૂર છે. છોકરું ચોરી કરનાર, જૂઠું બોલનાર, તોફાની, આક્રમક બને છે તો તેનાં પરિણામો બીજાંઓને ભોગવવાં પડે છે. તેવી જ રીતે છોકરું સમજું અને વ્યવહારુ બને છે તો તેનો બીજાઓને લાભ મળે છે. આમ મા-બાપ જ્યારે બાળકને ઉછેરે છે ત્યારે તેમનાં અંગત લાભ, સંતોષ કે સગવડ અગવડને આગળ ધરવાને બદલે આખા સમાજનો ખ્યાલ કરવો જોઇએ.

**ત્યારે શું કરવું ?**

જે મા-બાપ, બાળકોમાં અંદર અંદર ઈર્ષા થાય તેવું વર્તે છે તેમના છોકરાંઓમાં અંદર અંદર એક બીજા માટે પ્રેમ થતો નથી. મોટા થયા પછી એકબીજાના દુશ્મન હોય તેવી રીતે વર્તે છે. બીજાઓ સાથે સહકારથી કામ કરવું તેમને માટે અશક્ય બને

છે, તેઓ બીજાના મિત્રો થઈ શકતા નથી તેમજ બીજાઓને તેમના મિત્રો થવા દેતા નથી. તેઓ એકલપેટા બની જાય છે. પરિણામે આ માણસો બીજાઓને હાનિ થાય તેવાં વર્તનો કરતાં હોવાથી સમાજનો ભાર વધારી મૂકે છે. આવા માણસો સમાજની પ્રગતિ રોકે છે. આ કારણે દરેક મા અને બાપ જ્યારે બાળકનો ઉછેર કરતાં હોય ત્યારે તે એમનું બાળક છે એવું ગણવાને બદલે તે સમાજનું બાળક છે એમ ગણવું જોઈએ. મા-બાપ પોતે બાળકનો શારીરિક જન્મ આપવા માટેનાં નિમિત્ત છે. પોતે એનો જન્મ આપ્યો છે માટે એની સાથે એમની મરજીમાં આવે તેમ વર્તી ન શકે. બાળકને જીવનભર મા-બાપ સાથે નહિ પણ સમાજમાં રહેવાનું છે. એથી બાળક એવું હોવું જોઈએ કે જેથી સમાજ તેનો સ્વીકાર કરે.

સમાજમાં રહેવા માટે (૧) મૈત્રીભાવના (૨) સહકારની ભાવના અને (૩) બીજાઓનું દુઃખ સમજવાની શક્તિ હોવાં જરૂરી છે. જેઓમાં આ ત્રણેનો અભાવ હોય છે તેઓ સમાજની બીજી વ્યક્તિઓને સુખી કરી શકતાં નથી.

આ માટે દરેક મા-બાપે પોતે પોતાનાં બાળક માટે જેટલાં જવાબદાર છે તેટલાં જ બીજાઓનાં બાળક માટે છે એમ ગણવું જરૂરી છે. પડોશીનું બાળક એના મા-બાપની અવજ્ઞા પામતું હોય તો એમણે એ બાળકનો સ્વીકાર કરી એવો અનુભવ કરાવવો જોઈએ કે જેથી એને લાગે કે મારું કોઈક છે. મારું બાળક સારું થાય અને પડોશીનું બાળક ભલે ખરાબ થાય એવો દ્વેષીલો ભાવ સમાજને નુકસાન કરે છે. ઉપરાંત કેટલાક કુટુંબો વચ્ચે દેખીતી રીતે કે અદેખીતી રીતે બાળકને 'સારું' બનાવવાની સ્પર્ધા ચાલતી હોય છે. પરિણામે બાળકોમાં અંદર અંદર પ્રેમ, મૈત્રી આવવાને બદલે એક બીજા પ્રત્યેનો દ્વેષ આવે છે.

મોટા ભાગનાં મા-બાપ, બાળવિકાસને પોતાનો અંગત વિષય ગણી તે વિષે ચૂપકીદી સેવે છે. તે અંગેની વિગતો છુપાવે છે. પરિણામે બાળક અને તેમની વચ્ચે ગૂંચવણ ઊભી થાય છે ત્યારે તેઓ મૂંઝાઇ જાય છે અને ન કરવાનું કરી બેસે છે. આથી પોતાના બાળકની ખાસિયતો અને બાળક સાથેના તેમના સંબંધ વિષેની ખુલ્લા દિલે ચર્ચા કરી વિચારની આપ લે કરે તો તેમાં બધાને જ લાભ છે.

બાળ ઉછેરની બાબતમાં કોઈ મા-બાપ પોતે નિષ્ણાત છે એવું કહી શકે તેમ નથી, છતાં ય તેમનો અહંકાર આડે આવે છે. તેઓ બાળકનો કે સમાજનો ખ્યાલ કર્યા વગર પોતાનું ધાર્યું કરે છે, આથી બાળક અને તેમની વચ્ચે જે સૂક્ષ્મ ઝઘડો થાય છે તેનું વિશાળ અને વિકટ સ્વરૂપ આખા સમાજમાં પથરાય છે. આથી બાળઉછેર કરતી વખતે દરેક મા-બાપે પોતાની સામાજિક જવાબદારીનો ખ્યાલ રાખવાની ખાસ જરૂર છે. મા-બાપ અને બાળક વચ્ચેના સંબંધને કારણે પેદા થયેલો ગુનેગાર કે માનસિકપણે બિમાર માણસ આખા સમાજને હેરાન કરી મૂકે છે. તેવી જ રીતે એક સમજુ માણસ આખા સમાજમાં સુખ ફેલાવી શકે છે.

# ૧૧

## બાળકની સ્વયંભૂ શક્તિનો વિકાસમાર્ગ

બાળકના વિકાસમાં મુખ્યત્વે બે મહત્વનાં તત્ત્વ પોતપોતાનો હિસ્સો આપે છે. (૧) બાળકના પોતાનામાં જન્મથી આવેલાં સત્ત્વો, અને (૨) મા-બાપ. આ બન્નેનો સુમેળ જામે છે ત્યાં યોગ્ય ઉછેર થયો છે તેમ કહી શકાય. મા-બાપ બાળકને એના વિકાસમાં કેટલી મદદ કરી શકે છે તેમજ એના પોતાનામાં આવેલાં સત્ત્વો કેવા સ્વરૂપમાં અને કેટલા પ્રમાણમાં ખીલે છે તે પર તેની અસ્મિતાના વિકાસનો આધાર છે.

બાળક ખાય છે કારણ કે તેને ભૂખ લાગે છે; તે ગુસ્સો કરે છે, બચકાં ભરે છે કારણ કે તેનામાં આક્રમક વૃત્તિ છે, સ્પર્શ સુખ મળતાં તે રાજી થાય છે કારણ કે તેનામાં કામવૃત્તિ છે, પ્રેમ મેળવવા તે ઝંખે છે કારણ કે તેનામાં પ્રેમ આપવાની વૃત્તિ છે. આ અને આવી બીજી વૃત્તિઓ બાળક જન્મે તે પળથી આપોઆપ જાગે છે. આ વૃત્તિ-

એની શકિત સ્વયંભૂ છે. એને જગાડવી પડતી નથી. એ આપોઆપ, પોતાની મેળે જ બહાર નીકળ્યા કરે છે. પાણીનું વહન ગુરુત્વાકર્ષણના નિયમે ઢોળાવ બાજુ વહ્યા કરે છે. જ્યારે મનની શકિતને એવો કોઇ ભૌતિક નિયમ લાગુ પડતો નથી. એ ઊંચે નીચે આગળ પાછળ ગમે ત્યાં જઇ શકે છે.

આ શકિત સ્વયંભૂ હોવાથી એ યંત્ર સમાન નથી. એની વૃદ્ધિ–વિકાસ આપોઆપ થયા જ કરે છે. જે જે સ્વરૂપે એ વ્યકત થાય તે સ્વરૂપની અવગણના કર્યા વગર, રોકી દીધા વગર વ્યકત થવા દઇએ તો તે જૂનું થતું સ્વરૂપ છોડી નવા નવા સ્વરૂપે વ્યકત થાય છે.

અંદરની આ સ્વયંભૂ શકિતમાં હમેશાં પલટા આવ્યા કરે છે, તેની વૃદ્ધિ થાય છે તેનો વિકાસ થાય છે. એથી ગઇકાલે બાળકે જે વર્તન કર્યું તેવું જ બીજે દિવસે પણ કરશે એવું માની લેવામાં મા-આપની ભૂલ થઈ જાય છે. આવી ભૂલને કારણે મા-આપ જે વર્તન કરે છે તેથી બાળકની સ્વયંભૂ શકિત ગૂંચવાઈ જાય છે. જેમ જેમ આ શકિતને વધુ ને વધુ ગૂંચવી દેવામાં આવે છે તેમ તેમ બાળકની પ્રગટ થતી શકિત અજ્ઞાત અવસ્થામાં ચાલી જાય છે.

આ સ્વયંભૂ શકિત હમેશ પ્રગતિમાન (dynamic) હોવાથી એ ગણત્રીબાજ કે ભૂતકાળને પકડી રાખનાર નથી હોતી. મા-આપ અને બાળકની વચ્ચે આ કારણે મોટી મોટી મુશ્કેલીઓ ઊભી થાય છે. દિવસે દિવસે થતી બાળકની પ્રગતિ સાથે મા-આપના વિચાર વર્તનમાં જે જે પરિવર્તન થવાં જોઇએ તે થતાં નથી, ત્યારે તેઓ ભૂતકાળને પકડી રાખે છે. ગઇ કાલે બાળક અમુક રીતે વર્ત્યું હતું તેથી આજે પણ તેમ જ વર્તશે એમ માની લઇ તેની સાથે એમને

ફાવતું આવે તેવું વર્તન કરે છે. મા-બાપના આવા વર્તન બાળકની પ્રગતિશીલ સ્વયંભૂ શકિત પર ઘા કરે છે. મા-બાપને ભૂતકાળમાં રહેવું હોય છે, બાળકને આગળને આગળ જવું હોય છે આમ ભૂતકાળ અને પ્રગતિ વચ્ચે જે ખેંચતાણ થાય છે તે કારણે બાળકની આંતરિક શકિત રૂંધાઈ જાય છે.

દિવસે દિવસે વૃદ્ધિ અને વિકાસ પામતું બાળક જે કાંઇ કરે છે તે અંદરથી લાગણી અનુભવી કરે છે, જ્યારે મા-બાપ પોતાની ગણત્રી પ્રમાણે કરે છે. આ ભેદ, જે મા-બાપમાં બાળક માટે કોઇપણ પ્રકારની અપેક્ષા રાખ્યા વગરનો પ્રેમ હોય છે તેઓ જ દૂર કરી શકે છે.

પોતે મા-બાપ છે માટે બાળક પર તેમનો અધિકાર છે એવો ખ્યાલ જેમાં નથી તેવો પ્રેમ જે મા-બાપમાં હોય છે તેઓ, બાળક જે ભાવ એના અંતરમાં અનુભવે છે એ સમજી શકે છે. આમ થાય તો જ બાળકના દિવસે દિવસે વિકસતા મનમાં થઈ આવતા ફેરફારની સાથે તેમનામાં પણ પોતે જરૂરી ફેરફાર લાવી શકે છે. પ્રેમ હોય ત્યાં જ પરિવર્તન શકય બને છે.

બીજાઓ સાથેનો આપણો સંબંધ બે પ્રકારનો હોય છે. (૧) આત્મીય, અને (૨) કામ પૂરતો. આત્મીય સંબંધમાં કોઇ સ્વાર્થ કે હેતુ હોતો નથી. એમાં આત્મીયતા એટલે કે એક બીજા વિષે પોતાપણાનો અનુભવ થાય છે. આવા સંબંધમાંથી આનંદ, સ્નેહ ઉદ્‌ભવે છે. જ્યારે કામપૂરતા સંબંધમાં હેતુ હોય છે. કામ પતી ગયા પછી એ સંબંધ અટકી જાય છે. કામ કઢાવવા માટે એ સંબંધ ટકાવી રાખવામાં આવે છે.

મા-બાપ અને બાળક વચ્ચે આ બન્નેમાંથી કયા પ્રકારનો સંબંધ હોય છે? આ નક્કી કરવા માટેનું સાધન, મા-બાપ બાળક

પાસે શું ઈચ્છે છે એ છે. "પડોશના છોકરા કરતાં મારું છોકરું સારું છે, એ છોકરા કરતાં મારું છોકરું બધું વહેલું વહેલું શીખી જાય" તેવી સ્પર્ધામાં પડી જનાર માબાપ બાળક પાસે જે અપેક્ષા રાખે છે તેના કરતાં બાળક આપમેળે જિજ્ઞાસુ બની નવું નવું શોધી, શીખી, ઉત્સાહિત રહે તેવાં સચેત મા-બાપ બાળક પાસે જુદી જ અપેક્ષા રાખે છે. બાળકને જે નથી આવડતું તે શોધી કાઢી તે વિશે ટોક ટોક કરનાર મા-બાપ અને બાળકને જે આવડે છે તેની યોગ્ય કિંમત આંકનાર મા-બાપ વચ્ચે બહુ જ ઊંડો ભેદ છે. બાળક ઘરમાં ભરાઈ રહી સાફસુફ રહે કે બહાર જઈ રમે, તોફાન કરે, ગંદુ થાય, આખો વખત ભણ્યા કરે કે ભણવાનું ઝટ પતાવી રમવા દોડી જાય, આમાંનું એમને શું ગમે છે તે પર બાળક સાથેનો તેમનો સંબંધ કેવો છે તે જાણી શકાય તેમ છે.

અંદર રહેલી શક્તિઓ બહાર લાવવી એ બાળકની દરેકે દરેક પ્રવૃત્તિનો હેતુ હોય છે. આમાં જે મા-બાપ વિઘ્ન નાખે છે તે બાળકના આત્મસંશોધન, આત્મવિકાસ અને તેમાંથી થનાર આત્મજ્ઞાનની આડે આવે છે.

એકલી શારીરિક જરૂરિયાતો પર જ્યાં ભાર મૂકવામાં આવે છે.—"મારું બાળક સરસ દેખાય છે, એને આ કપડાં કેવાં શોભે છે, લાવો તેનો ફોટો પડાવી લઈએ, લાવો એના ફોટાનું આલ્બમ બનાવી બીજાઓને બતાવીએ." એવાં વિચારનાં મા-બાપ પાસે ઊછરેલાં બાળકોમાં એમની પોતાની આત્મશક્તિ વિકાસ પામતી નથી. તેથી આવાં બાળકો વારંવાર માંદાં પડી જાય છે. તેમને જલદી જલદી ચેપ લાગી જાય છે. ચાલવાનું, બોલવાનું અને એવી બીજી જરૂરી શારીરિક ક્રિયાઓ શીખવામાં વિલંબ કરે છે. જરા જરામાં ચિડાઈ રડવા મંડી પડે છે. જીવનનો ઉત્સાહ તેમનામાં આવતો નથી.

વિકાસ – વૃદ્ધિ એટલે શું ?

ઝાડ ઊગે છે. એને ઊગવા માટેના જે કુદરતી નિયમો છે એ પ્રમાણે થયા કરે છે. ઝાડ પોતે એમાં કશો ફેરફાર કરી શકતું નથી. મનુષ્ય બાળક ઝાડ જેવું નથી. મનુષ્યનું જીવન ઝાડ, નદી, કે સાગર કશા સાથે સરખાવી શકાય તેમ નથી.

મનુષ્ય એના શરૂઆતના બચપણથી એને શું જોઇએ છે તે શોધી કાઢી એને અનુકૂળ આવે તેની પસંદગી કરે છે. આમ માણસને શું જોઇએ છે તે તેને જન્મ્યા પછી પસંદ કરવાની છૂટ છે. મનુષ્ય એકલાને જ પૃથ્વીપરની કોઇપણ જીવસૃષ્ટિને નથી તેવી આ છૂટ હોવાથી મનુષ્ય બાળકને કશાની સાથે સરખાવી શકાય નહિ. આ ઉપરાંત દરેક બાળકમાં પોતપોતાની આગવી ખાસિયત હોવાથી એક બાળકને બીજા સાથે સરખાવી શકાય નહિ. એક જ મા-બાપને જન્મેલા દરેક બાળકમાં તેમનાં અલગ અલગ સત્ત્વ હોય છે, જેની ઉપરવટ જઈ બાળક એક યંત્ર છે, એક ઝાડ છે જેથી જેમ વાળીએ તેમ વળે, પત્થર છે માટે જેવી ઘડીએ તેવી મૂર્તિ ઘડાય, એવી જાતની માન્યતા બાળકની વૃદ્ધિને અટકાવે છે.

મનુષ્યને પ્રેમ અને તિરસ્કાર, સત્ય અને અસત્ય, સ્વાર્થ અને નિઃસ્વાર્થ, દયા અને ક્રૂરતા, ઉદારતા અને લોભ, સમર્પણ અને આત્મશ્લાઘા વચ્ચે એને જે અનુકૂળ આવે તે પસંદ કરવાનું છે. આથી બાળક પાસે મા-બાપ શું કરાવે છે એ અગત્યનું નથી. બાળક પાસે સત્ય બોલાવવા પર ભાર મૂકવો, કે તે ચોરી ન કરે એ પર ભાર મૂકવો તે મહત્વનું નથી. બાળક શું પસંદ કરનાર છે, તેની પસંદગી કઇ બાજુ ઢળે તેમ છે તે જાણી લઈ એનામાં રહેલા સત્ત્વની વૃદ્ધિ થાય તે તરફ મા-બાપે લક્ષ રાખવું જરૂરી છે. સત્ત્વની વૃદ્ધિ મા-બાપના બાળક સાથેના સંબંધ પર આધાર રાખે

છે. બાળઉછેરની આ મહત્વની અને ઘણી જ સૂક્ષ્મ ઘટના છે.

મા-બાપ અને બાળક વચ્ચેના સંબંધમાંથી બાળકમાં જે વલણો બંધાય છે તેમાંથી તેનામાં "પસંદગી કરવાની અંદરની સમજ" આવે છે. જે માએ ધાવણ ધવડાવતાં બાળકને સુખનો અનુભવ કરાવ્યો હોય, અંદર જતા દૂધની ઉષ્માનો અનુભવ કરાવ્યો હોય, તે માનું બાળક પ્રેમાળ, જ્ઞાન મેળવવા માટેની તમન્નાવાળું અને આશાવાદી બને છે. જ્યારે જે બાળકને ખાલી ધવડાવવામાં જ આવ્યું હોય, તો તે ચીડિયું અને ધારેલું કરનાર બને છે. સારી ટેવો પડાવવા જે મા-બાપે બાળકો પર પોતાની હકુમતનો દોર ચલાવ્યો હોય તો તેમનાં બાળકોમાં કહેવાતી સારી ટેવો આવે છે પરંતુ સ્વભાવે તેઓ સ્વાર્થી લોભી, અને બિનઉત્સાહી બની જાય છે, જ્યારે મા-બાપ સાથેના પ્રેમાળ સંબંધમાંથી જે બાળક વિકસે છે તે ઉત્સાહી તથા ઉદાર હોવા ઉપરાંત તેનામાં આવેલી સમજને કારણે બીજાઓમાં પ્રિય થઈ પડે છે.

બાળકને એના વૃદ્ધિ–વિકાસ માટે બહારનાં સાધનો પર આધાર રાખવો પડે છે. દિવસે દિવસે ખીલતી શક્તિઓ, વધતી આવડત અને થતા અનુભવો આ બધા એકત્રિત થઇ તેમાંથી જે નિચોડ આવે છે તે તેનો થયેલો વિકાસ કહેવાય.

માણસનું-બાળકનું ચૈતન્ય સતત વિકાસ શોધતું હોય છે, દરરોજ વિકાસ પામવા ઈચ્છે છે. એને સાથ આપવો એની દોરવણી કરવી તે મા-બાપનું કાર્ય છે. ફળની ઈચ્છા રાખ્યા વગર જો મા-બાપ આ કાર્ય પાર પાડી શકે છે તો સર્વનો તેમાંથી વિકાસ થાય છે.

નાના બાળકને મળતા અનુભવની અસર એના શરીર તથા મન પર તાત્કાલિક થઈ આવે છે. દા. ત.: ખોરાકમાં જરા ફેરફાર થતાં ઝાડાનો રંગ બદલાઇ જાય છે, ધવડાવવામાં મા જરા મોટી

પડે તો રડારોળ કરી મૂકે છે. જરાજરામાં તે તંગ બની જાય છે. તેથી તો મોટી ઉમરે જે માણસો અસહિષ્ણુ હોય છે, જેઓ જરા જરામાં તંગ થઈ જાય છે તેમને આપણે બાળક જેવા છે તેવું કહીએ છીએ.

બાળકે એની ઉમર પ્રમાણે વર્તન કરવું જોઇએ. જો એ એનાથી નાની ઉમરના બાળક જેવું વર્તન કરે કે એનાથી મોટી ઉમરના બાળક જેવું વર્તન કરે તો તેનામાં કોઈ માનસિક ખામી આવી ગઇ છે કે આવતી જાય છે તેમ કહી શકાય. દા. ત. : દોઢ બે વર્ષનું બાળક પડોશના ઘરમાં જઈ એમના છોકરાનાં રમકડાં સાથે રમતું હોય ત્યાં પેલું છોકરું શાળામાંથી આવતાંની સાથે રમકડાં રમનાર પાસેથી છીનવી લેવા જતાં પેલું બાળક ચીઢાઇ જઈ એને બચકું ભરી લે ત્યારે મોટું બાળક પણ સામે બચકું ભરે તો એ બેમાં ઓછું સમજદાર કોણ? નાનું બાળક બચકું ભરવાને બદલે રડતું રડતું એની મા પાસે આવી ગયું હોત તો આપણે તેને માટે શું કહેત ? આવા આવા સામાન્ય પ્રસંગો પરથી બાળકની સમસ્ત આંતરિક પરિસ્થિતિ કેવી છે તેનો ખ્યાલ આવી શકે છે. જરાજરામાં જ્યાં ત્યાં, નાનું બાળક બચકું ભરી લેતું હોય અને સંકજામાં આવી પડે ત્યારે બચકું ભરી લે આ બન્ને વસ્તુ વચ્ચે બહુ મોટો ભેદ છે. આવી જાતનાં દરેકે દરેક વર્તન બાળકનો એના માબાપ સાથે કેવો સંબંધ છે તે વ્યક્ત કરે છે. જરાજરામાં બચકું ભરનાર બાળકને એ સુખી થાય તેવી રીતે એની માએ ધાવણ આપ્યું નથી તે બતાવી આપે છે.

## ૧૨

દરેક વ્યક્તિને સમાજમાં રહેતાં આવડવું જોઈએ. જ્યાં સુધી માણસ પોતાના માનસિક બંધારણમાં આવેલી પ્રકૃતિને, વૃત્તિઓને, સમાજ સ્વીકારે તેવી ઉપયોગિતાના માર્ગે વાળવા જેટલો વિજય તેમાં મેળવે નહિ ત્યાંસુધી તે સમાજ સાથે સંપૂર્ણ એકતા મેળવી શકતો નથી. જેટલા પ્રમાણમાં માણસ પોતાની વૃત્તિઓને સ્વસુખ મેળવવાનું છોડાવી સામાજિક બનાવે છે તેટલા પ્રમાણમાં તેની પ્રતિભા, તેનું વ્યક્તિત્વ, તેનું ચારિત્ર ખીલે છે. આથી ઘરમાં અપાતું શિક્ષણ વૃત્તિઓને કેળવવા માટેનું હોવું જોઈએ.

બુદ્ધિ એ વૃત્તિનું સાધન છે.

જન્મથી આવતી વૃત્તિઓથી પ્રેરાઈ માણસ જુદાં જુદાં વર્તન કરે છે. આ વર્તન કરવા માટે તે પોતાની ઇંદ્રિયોનો ઉપયોગ કરે છે. ઇંદ્રિયો બહારના પ્રત્યાઘાત ઝીલે છે અને તે મારફતે આવતા સુખ કે દુઃખની અસર વૃત્તિ પર થાય છે. જો સુખ

મળે તો તેવું સુખ મેળવવા વૃત્તિ વારંવાર તેવું વર્તન કરાવે છે. જો દુઃખ મળે તો સુખ મેળવવા માટેની તેની તમન્ના વધે છે.

વૃત્તિઓ પ્રેરિત વર્તનો થતાં, બાહ્ય પરિસ્થિતિને કારણે જે જે મુશ્કેલી નડે છે, જે જે અનુભવ થાય છે તેમાંથી બુદ્ધિ વિકસે છે. વૃત્તિઓના સંતોષના માર્ગમાં જેમ વધારે વિક્ષેપ મૂકવામાં આવે છે તેમ માણસ વધારે ચાલાક બને છે, વધારે તર્ક લડાવનાર બને છે. તેવી જ રીતે વૃત્તિઓના સંતોષના માર્ગમાં વિક્ષેપ મૂકયા વગર તેમને જરૂરી સંતોષ આપી સમાજ ઉપયોગી માર્ગે વાળવામાં આવે તો પણ બુદ્ધિ ખીલે છે. અસંતોષમાંથી ખીલેલી બુદ્ધિમાં તમતમાટ, ચાલાકી હોય છે જ્યારે સંતોષમાંથી ખીલેલી બુધ્ધિમાં તેજસ્વિતા હોય છે. દાખલા તરીકે જો બાળકનું ધાવણુ એની મરજી વિરુધ્ધ એકાએક કે બળજબરીથી છોડાવી દેવામાં આવે તો તેની ધાવવાની વૃત્તિ તોફાને ચઢે છે. આખરે દબાઈ ગયેલી એ વૃત્તિ કોઈ નવું વિકૃત સ્વરૂપ ધારણુ કરે છે. આ અનુભવને કારણે જાગેલી બુધ્ધિમાં તર્કનું પ્રમાણ વધારે હોય છે. આવું બાળક મોટી ઉંમરે સાચી ખોટી દલીલો કર્યા કરે છે. જે બાળકનું ધાવણુ એ જીરવી શકે તેવી રીતે આસ્તે આસ્તે છોડાવ્યું હોય છે તેને મળેલા અનુભવમાંથી જે બુધ્ધિ જાગે છે તેમાં સમજ આવે છે આમ, વૃત્તિ સાથે મા-બાપે કેવી રીતે કામ લીધું છે તે પર કઈ જાતની બુધ્ધિ બાળકમાં વિકાસ પામશે તેનો આધાર છે.

ગમે તેવું સુંદર હથિયાર પણુ કારીગર વગર નકામું થઇ પડે છે તેવું જ બુધ્ધિનું બને છે. હથિયારનો ઉપયોગ કરનાર જેમ કારીગર હોય છે તેમ બુધ્ધિનો ઉપયોગ કરનાર જન્મથી આવેલી ભૂખ, કામ, આક્રમણ, સ્વરક્ષણુ, વંશવિસ્તાર વગેરે વૃત્તિઓ છે. આ વૃત્તિઓ આપણી બુધ્ધિનો ઉપયોગ કરનાર કારીગર છે.

અને બુધ્ધિ તેનું હથિયાર છે. કારીગર પોતાનું ધ્યેય સિધ્ધ કરવા હથિયારનો પોતાની મરજી મુજબ ઉપયોગ કરે છે, આપણે મહેનત કરી જે બુધ્ધિ વિકસાવીએ છીએ તેનો લાભ તો આપણી વૃત્તિઓ ઊઠાવે છે. સારા હથિયારનો લાભ કારીગરને મળે છે. પણ જો કારીગરમાં સારી આવડત ન હોય તો તે સારામાં સારા હથિયારથી સુંદર વસ્તુનું ઉત્પાદન કરી શકતો નથી. તેમ ગમે તેટલી ઉચ્ચ બુધ્ધિ હોવા છતાં જો વૃત્તિઓ સંસ્કૃત કે ઊર્ધ્વ માર્ગે વાળેલી ન હોય તો તેનાથી થયેલાં વર્તનો બુધ્ધિ, ચાતુર્ય, અને ચાલાકી ભરેલાં હોવા છતાં વર્તન કરનારને સુખ-સંતોષ આપનાર કે સમાજની સંસ્કૃતિ વધારનાર નીવડતાં નથી.

માણસમાં જન્મથી આવેલી વૃત્તિઓ ખરાબ અને દમન કરવા યોગ્ય છે એ માન્યતામાં ભારોભાર અજ્ઞાન છે. જે વૃત્તિઓ આપણને જીવાડે છે, જેને કારણે આપણે વર્તનો કરી શકીએ છીએ તે ખરાબ છે, અનીતિમાન છે એમ કેમ કહેવાય? સાચી દૃષ્ટિએ જોઇએ તો આપણી વૃત્તિઓ સારી કે ખરાબ, નીતિ કે અનીતિથી પર છે. તેઓ તો પોતાના અમુક નિશ્ચિત થયેલા ધ્યેયને માટે વર્તે છે, જેમ સ્વરક્ષણની વૃત્તિ માણસને ભૂખ લગાડી તેની પાસે ખોરાક ખવડાવે છે. પરંતુ શું ખાવું તે માણસની બુધ્ધિ, સમજ પર છોડી દેવામાં આવ્યું છે. આ પ્રમાણે દરેક વૃત્તિનું નિશ્ચિત થયેલું ધ્યેય માણસ પોતાની બુદ્ધિ વડે કેવી રીતે પ્રાપ્ત કરે છે તે પર સારા ખરાબનો આધાર છે. વૃત્તિ પાપી નથી પણ બુદ્ધિ તેને પાપી ઠેરવે છે. વૃત્તિને તેના સંતોષ માટે બુધ્ધિ એવો રસ્તો બતાવે છે, એવે રસ્તે લઈ જાય છે કે જે પાપી કહેવાય. વૃત્તિઓ જાતે નિર્દોષ તેમજ સર્જક છે. તેનામાં ઊર્ધ્વ માર્ગે જવાની આંતરિક તાકાત છે. આ કારણે સ્વસુખ શોધનાર વૃત્તિઓ જિદ્દી હોવા છતાં વાળીએ તેમ વળી શકે છે.

આ હકીકત મા-બાપને બરાબર સમજાઈ જાય તો બાળક સાથેનાં તેમનાં વર્તનો બદલાઈ જશે. સ્વસુખ શોધનારી વૃત્તિઓનું દમન કર્યા વગર બાળકની ક્રમે ક્રમે વિકસતી વૃત્તિઓને, તેમના અંકિત થયેલા ક્રમમાં સ્વસુખ મેળવવા દેવામાં આવે તો તે જરૂરી સુખ મેળવી, આપોઆપ ઊર્ધ્વ ગતિ ધારણ કરે છે. બાળકને સુધારી નાખવાની જે મા-બાપમાં ઉતાવળ નથી હોતી અને જેઓ બાળકની વૃત્તિઓ ઉશ્કેરી મૂકતા નથી તેઓ આ નિયમનો લાભ લઇ શકે છે.

બાળકની બુધ્ધિ વિકસાવવાની મથામણ કર્યા કરતાં તેની વૃત્તિઓને ઉર્ધ્વ ગતિ મળે, તે પ્રકારનું બાળક સાથેનું મા-બાપનું જીવન હોવું જોઇએ. મા-બાપ સાથે ખુલ્લા દિલે તથા નિર્ભયપણે પોતાની ઇચ્છાઓ, વિચારો, રજૂ કરી શકે તેવો વિશ્વાસ ઘરના વાતાવરણમાંથી બાળકને મળવો જોઇએ. બાળક અને મા-બાપ વચ્ચે એવો તો સંપર્ક હોવો જોઇએ જેમાં નાના મોટાનો, ઊચ-નીચનો તથા અધિકારનો ભેદ જોવા ન મળે. આવાં મા-બાપ ધીરજથી બાળકને સમજી તેને મદદ થાય તેવું વાતાવરણ ઉત્પન્ન કરી શકે છે.

મા ગર્ભ ધારણ કરે છે ત્યારથી તે બાળક પાંચ છ વર્ષનું થાય ત્યાં સુધી તેની જરૂરિયાતો મા-બાપ પૂરી પાડે છે તેથી મા-બાપની બાળકનાં ભાવો પર જે અસર થાય છે તેવી બીજા કોઇની થતી નથી. એ જ કારણે તેમની વચ્ચે જે અતૂટ સંબંધ બંધાય છે તેમાંથી જે પ્રતિભા બાળકમાં ખીલે છે તે પ્રમાણેનું જીવન બાળક મોટી ઉંમરે બીજાઓ સાથે જીવે છે. તેના સંબંધોમાં, તેની પ્રવૃત્તિઓમાં એ જ સંબંધનું પુનરાવર્તન જોવા મળે છે. આથી બાળકની પ્રતિભા ઘડતરની જવાબદારી મા-બાપના ભાવાત્મક જીવન પર છે, નહિ કે બૌધ્ધિક જીવન પર. મા-બાપની બુધ્ધિની અસર બાળક પર થતી નથી. માણસ જે કાંઇ વિચારે છે, જે વર્તન કરે

છે તે બધું તેની વૃત્તિઓની કેળવણી પર આધાર રાખે છે. આ કારણે વૃત્તિની કેળવણી પર ભાર મુકાવો જોઇએ. વૃત્તિઓની કેળવણીથી ભાવાત્મક સુમેળ જો આવે તો બુધ્ધિ આપોઆપ વિકાસ પામે છે. મનમાં જ્યારે ખૂબ ઘર્ષણ થતું હોય છે ત્યારે માણસમાં વિસ્મૃતિ, બેધ્યાનપણું, રસહીનતા આવી જાય છે. જ્યારે જ્યારે ભાવાત્મક સુમેળ હોય છે ત્યારે સ્મૃતિ, ધ્યાન, કલ્પના વિકસે છે, જે બુદ્ધિનાં અંગ છે.

આ રીતે જોતાં જ્યાં ભાવાત્મક સુમેળ, વૃત્તિઓની યોગ્ય કેળવણી, હોય છે ત્યાં સમજ ભરેલી બુદ્ધિ વિકાસ પામે છે.

# વિભાગ ત્રીજો

## ૧૩

ગર્ભમાં થતું ઘડતર

માણસના કેટલાંક લક્ષણોનું ઘડતર જન્મ પછી નહિ પણ બાળક જ્યારે માતાના ગર્ભમાં હોય છે ત્યારે થાય છે. તેથી જન્મ્યા પછી બાળકના જીવનમાં આવતી મુશ્કેલીઓ ઘટાડવી હોય તો ગર્ભકાળમાં જ બાળકની માવજત સમજપૂર્વક થવી જોઇએ.

ગર્ભકાળમાં માની એકલીની જ તબિયત પર ભાર મૂકવામાં આવે છે. આ વસ્તુએ ઘણા ગૂંચવાડા ઊભા કર્યા છે. ગર્ભમાં રહેલા બાળકની સંભાળ પર મા તેમજ બાળક બન્નેની તબિયત તેમજ બન્નેની માનસિક સ્વસ્થતાનો આધાર રહેલો છે. વાસ્તવિક રીતે જોઇએ તો ગભ ધારણ કરનાર માના જીવનને જોખમ હોય છે તેના કરતાં બાળકના જીવનને વધુ જોખમ હોય છે. ગર્ભપાત થાય કે બાળક ગુજરી જાય તો એને મળેલી એકની એક જીંદગીનો અંત આવી જાય છે. જ્યારે મા વધુ બાળકોને જન્મ આપી શકે છે.

સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારે તે પ્રસૂતિ સમયે થનારી પીડાથી ગભરાયા કરે છે ગર્ભપાત ન થઇ જાય તે માટે સભાળ રાખે છે અને પોતાને જ ખ્યાલમા રાખીને થનાર પ્રસૂતિ માટે બધી જ તૈયારી કરે છે તે વખતે એને ખ્યાલ નથી હોતો કે બાળકને જે મુશ્કેલીઓ વેઠવી પડે છે તેના કરતા એની મુશ્કેલીઓનો કાઈ હિસાબ નથી

ગર્ભમા રહેલુ બાળક પહેલા ત્રણ મહિના સુધી તો તદ્દન પરોપજીવી હોય છે તે પોતાનુ પોષણ માતાના શરીરમાથી મેળવે છે માતાના શરીરમાથી ગર્ભ જો વધુ ને વધુ પોષણ ખેચી લે તો માનુ શરીર નબળુ પડી જાય છે આ કારણે કેટલીક માતાનુ શરીર, ગર્ભમા ખેચાઈ જતા પોષણને એના પોતાના સરક્ષણ માટે અજ્ઞાતપણે રોકી લે છે પરિણામે પરોપજીવી ગર્ભ નબળો પડી જાય છે, કે તેનો નાશ થાય છે જો ગર્ભને જીવવુ હોય તો તેણે માતાનુ શરીર વિરોધ કરે તેનાથી ઓછુ પોષણ ખેચવુ જોઇએ

ગર્ભને મળતુ આ એક મહત્વનુ જ્ઞાન છે એને સમજાય છે કે જીવવુ હોય તો ‘હદ’નો સ્વીકાર કરી લેવો જોઇએ જીવવા માટે જરૂરી હોય તેટલુ જ પોષણ ખેચવુ જોઇએ વધારે ખેચવાથી જે મળતુ હોય તે પણ અટકી જાય છે જીવનમા ‘નિયમ’ છે તેનો એને અહીં પ્રથમ ખ્યાલ આવે છે મોટી ઉમરે આ નિયમ પ્રમાણે જેઓ વર્તન ઘડે છે તેઓમા મૃત્યુનો ભય, વિનાશનો ભય, કે કોઇ જોખમ આવી પડશે તેવા ભયનુ પ્રમાણ ઓછુ હોય છે

જે ગર્ભ માતાના શરીરમાથી પોષણ ખેચ્યા જ કરે છે તે ક્યા તો પોતાનો વિનાશ નોતરી લે છે કે માતાને નિર્બળ બનાવી મૂકે છે આથી ગર્ભ પોતે જ એવી સમજુતી પર આવે છે ક

પોતાને જો જીવવું હોય તો બીજાને જીવવા દેવું જોઈએ. જીવનનો આ એક મહત્વનો સિદ્ધાંત છે. બીજાનો નાશ કરવા જતાં પોતાનોજ નાશ થાય છે એ સમજ એમાં સમાયેલી છે. જીવનમાં જે વાસ્તવિકતાની સમજની જરૂર છે તે આ છે. અહિંસા વિષેની સમજની શરૂઆત ગર્ભમાંથી જ મનુષ્યના બાળકને થઈ આવે છે.

જ્યારે ગર્ભ ત્રીજા મહિનામાં પ્રવેશે છે ત્યારે માતાની તબિયત, માનસિક તેમજ શારીરિક રીતે, ખૂબ જ નાજુક બની જાય છે. આ ત્રીજા મહિનામાં મોટા ભાગના ગર્ભપાત થાય છે, કે તેમ થવાની શકયતાઓ ઊભી થાય છે. આ સમયે આવી જાતના માંનસિક તેમજ શારીરિક કારણે ગર્ભના વિકાસની ગતિ ધીમી પડી જાય તો તેવા બાળકો મંદ બુદ્ધિવાળાં નીવડે છે.

ત્રણ માસ સુધી ગર્ભ માતામાંથી પોતાનું પોષણ ખેંચે છે. તેવે વખતે બંનેના શરીર વચ્ચે જે ઘર્ષણ ચાલે છે તે વિષે મા પોતે તો અજાણ હોય છે. પરંતુ આ મહિનામાં માની ભૂખ જતી રહે અથવા તો પૌષ્ટિક ખોરાક તરફ અણગમો થઈ આવે ત્યારે તો એમ જરૂર કહેવાય કે તેનું શરીર ગર્ભને મળતું પોષણ અટકાવી દેવા ઈચ્છે છે. મનની શરીર પર અસર થાય છે અને તેવું જ અહીં બને છે. ગર્ભ–(બાળક) પ્રત્યેની માની લાગણી પર, બાળકના શરીરના વિકાસનો આધાર રહેલો છે.

જે મા અડધી ભૂખી રહે છે કે જરૂર હોય તેના કરતાં ઓછું પોષણ લે છે તેનું બાળક ઓછી બુધ્ધિવાળું નીવડે છે. બાળક ગર્ભમાં હોય કે ધાવણુ ધાવતું હોય ત્યારે મા જે ખોરાક લેતી હોય તેમાં જરૂરી પોષક તત્ત્વો ઉમેરવામાં આવે તો બાળકની બૌધ્ધિક તેમજ શારીરિક શક્તિઓમાં વધારો થાય છે.

જરૂર હોય તેના કરતાં ઓછું ખાવું, પૌષ્ટિક ખોરાકને બદલે ફક્ત સ્વાદિષ્ટ ખોરાક ખાવો, ભૂખ ન લાગવી અને ખાધેલું ઉલટી કરી બહાર કાઢી નાંખવું આવી જાતની માથી થતી ક્રિયાઓ પુરવાર કરે છે કે માનું શરીર તથા મન અંદરના ગર્ભને પોષવા માંગતું નથી. મા પોતે આ હકીકત વિષે અજાણ હોય છે. આ સમસ્ત ક્રિયા અજ્ઞાતપણે થતી હોવાથી મા પોતે તેનો અસ્વીકાર કરે તો પણ એમાં કોઇ ફરક પડી જતો નથી. એનું શરીર બાળકને મળતું પોષણ અટકાવી દેવા માંગે છે એ વસ્તુ સ્પષ્ટ દેખાઇ આવે છે. અને તેમાં હંમેશાં માની જીત થાય છે.

આ રીતે જે બાળક જોઈતું નથી તે કસુવાવડથી બહાર નીકળી જાય છે અથવા તો મા અજ્ઞાતપણે કોઈ એવા અકસ્માતમાં સપડાઈ જાય છે કે જેથી કસુવાવડ થઇ જાય. એમ ન થાય તો છેવટે તેવી મા જાણી જોઇ ગર્ભપાત કરાવી નાંખે છે. માની અજ્ઞાત મરજી વિરુધ્ધ ગર્ભ જીવી જાય તો એવી સ્થિતિ ઊભી થાય છે જેમાં જન્મતી વખતે બાળકને વધુમાં વધુ આઘાત લાગે તેવું બને છે.

બાળકોના જન્મ તરફ અવજ્ઞા થઈ આવવાનું એક બીજું પણ કારણ છે. છોકરીના જન્મનો આપણે ત્યાં અનાદર કરવામાં આવે છે. એથી છોકરા છોકરીઓ વચ્ચે ઉછેરમાં ફરક પડે છે. છોકરીને બોજારૂપ ગણવામાં આવે છે. અવજ્ઞા પામેલી છોકરીમાં એનાં મા-બાપ અને પછી આખા સમાજ પ્રત્યે તિરસ્કાર થઇ આવે છે જેમાંનો મોટો ભાગ દબાઈ જઈ અજ્ઞાત બની એના પોતાના ગર્ભ તરફ, એના પોતાના બાળક તરફ વળે છે. જે અવજ્ઞા પામ્યું છે તે પોતાનામાંથી પેદા થનાર તરફ પણ અવજ્ઞા કરતું થઇ જાય છે.

અજ્ઞાતપણે અણઇચ્છયું બાળક જન્મી જાય તો તેથી એ માને

પૂરતું ધાવણ આવતું નથી. ગર્ભમાં પૂરતું પોષણ ન મળ્યું હોય અને જન્મ્યા પછી પૂરતું ધાવણ ન મળ્યું હોય તો તેવું બાળક મોટું થાય છે ત્યારે તેને સતત એમ જ લાગ્યાં કરતું હોય છે કે જ્યાં તેની જરૂર નથી ત્યાં તે આવી પડ્યું છે. આવા છોકરાંઓમાં મા માટેની લાગણી હોતી નથી. જેમ જેમ મા એમને કહેતી જાય કે એના ગર્ભમાં રહ્યા પછી એની કેટલી બધી તબિયત બગડી ગઈ હતી તેમ તેમ મા પ્રત્યે એમનો અણગમો વધતો જાય છે.

ગર્ભમાં પૂરતું પોષણ ન મળ્યું હોય તેવું બાળક મંદબુદ્ધિવાળું બનવાનો પણ સંભવ છે.

એક બીજો મહત્વનો પ્રશ્ન ધ્યાનમાં લેવા જેવો છે. સ્ત્રી ગર્ભાવસ્થામાં હોય ત્યારે પતિ-પત્ની વચ્ચેના શારીરિક સંબંધની ગર્ભ પર અસર થાય છે. ગર્ભ રહી ગયા પછી આવો સંબંધ ન હોવો જોઇએ એવી લોક માન્યતા છે પરંતુ કેટલાકનું એવું કહેવું છે કે ગર્ભ છ મહિનાનો થાય ત્યાં સુધી એ વિષે કોઈ પ્રકારનો બાધ નથી, એટલું જ નહિ પણ તેવો સંબંધ ચાલુ રાખવો જોઇએ. સામાન્ય રીતે ગર્ભ રહ્યા પછી સ્ત્રીની તે માટેની ઈચ્છા મંદ પડી જાય છે પરંતુ જે સ્ત્રી ગર્ભનો અનાદર કરે છે તેની ગર્ભાવસ્થામાં પણ કામેચ્છા પ્રબળ બનતી જાય છે.

ગર્ભાવસ્થામાં પતિ-પત્ની સંભોગ કરે છે ત્યારે જે શારીરિક ક્રિયા થાય છે. તેના આંચકા ગર્ભને લાગે છે આ આંચકાથી ગર્ભ ગભરાઈ જાય છે. "આંચકો આવશે" "આઘાત આપનારું કાંઇક ખરાબ બનશે" તેવી અકારણ અતિશયોક્તિ ભરી ચિંતાથી કેટલાક માણસો પિડાતા હોય છે તેનું મોટે ભાગે આ કારણ છે. "આંચકો આવશે" તેવો ગભરાટ તેમના દિલમાં સતત ચાલ્યા જ કરતો હોય છે. અંધારામાં તેમની પર કોઈ આક્રમણ કરશે તેવો ઓછાવત્તો

ભય જીવનપર્યંત તેમને લાગ્યા કરે છે. ભય પમાડનાર સ્વપ્નોમાં પણ આ આંચકાથી થઈ આવેલી ચિંતા જોવા મળે છે.

આ ઉપરાંત ઉપરથી થઇ આવેલ દબાણને કારણે એનું રક્ષણ ભયમાં મુકાઇ ગયું છે તેવી તેને ચિંતા થઇ આવે છે. મોટેરાંઓને જે જાતની ચિંતા થાય છે લગભગ એવી જ જાતની ચિંતા ગર્ભને થતી હોય છે. જે ગર્ભને આ જાતની ચિંતા વધારે પડતી સહન કરવી પડી હોય તેનું માનસિક તથા શારીરિક બંધારણ એવું ઘડાઇ જાય છે જેથી જરા પણ ભય લાગતાં એનાં શરીર અને મન બંને, ચિંતાપ્રેરીત અદમ્ય વર્તન, એકાએક, કરી મૂકે છે. માણસ પોતે જાણતો હોય કે જે બન્યું છે તેનાથી કશું જ નુકસાન થવાનું નથી છતાં તે ચિંતાગ્રસ્ત બની જાય છે. તેના હ્રદયના ધબકારા વધી જઈ હાથપગ ઠંડા પડી જાય છે, કે પસીનો છૂટી આવે છે. એના પેટમાં ગભરાટનું શૂળ વારંવાર થઈ આવે છે.

જે ગર્ભ માએ માંગ્યો ન હોય, ઇચ્છયો ન હોય, તે ગર્ભમાંથી મોટું થયેલું બાળક, વ્યક્તિ, આ ભરેલા સમાજમાં એકલતા અનુભવે છે. માની એના તરફની બેદરકારીએ એને ક્યારનું યે એકલું પાડી દીધું હતું. આવા માણસોમાં હમેશાં પોતાના વિષે અસંતોષ રહે છે.

## ૧૪

### ગર્ભ ધારણ થતાં જ મા-બાપમાં થતો માનસિક ફેરફાર

ગર્ભ ધારણ થતાં છોકરો કે છોકરી જન્મશે તેના કલ્પ વિકલ્પ મા-બાપ કરે છે અને બંને જણ પોતપોતાની પસંદગી પ્રમાણે પરિણામ આવે તેવી ઝંખના રાખે છે. આ પ્રકારની ઇચ્છામાં જન્મનાર બાળકના સ્વીકારનો અભાવ છે. મા કે બાપની ઝંખના પ્રમાણે બાળક છોકરો કે છોકરી થઇ જન્મે તો જ તેનો સ્વીકાર થાય તેવી શરત એમાં સમાયેલી હોય છે. આથી ઇચ્છા પ્રમાણે પરિણામ ન આવતાં મા કે બાપને ઓછોવત્તો આઘાત લાગે છે.

આઘાતની અવસ્થામાં જીવનભર દબાવી રાખેલી આક્રમક વૃત્તિઓ (ક્રોધ, ઇર્ષા, અદેખાઈ) પરનું દબાણ ઘટી જાય છે તેથી એ વૃત્તિઓ માટે બહાર નીકળી આવવું સહેલું થઇ પડે છે. બાળક પ્રત્યેની લાગણીઓમાં દબાઈ રહેલી આ આક્રમક વૃત્તિઓ ભળી જાય છે. પરિણામે બાળક સાથેનાં મા-બાપનાં વર્તનો

પોતે જ ન ઇચ્છતા હોય તેવા થઇ જાય છે વર્તન થઇ ગયા પછી પોતે પસ્તાય છે છતા તેવા વર્તનોનુ પુનરાવર્તન થતુ રોકી શકતા નથી

ગર્ભધારણ થયા પછી, પહેલા નહિ થયેલા એવા કેટલાક ફેરફાર, મા બાપના ભાવાત્મક વર્તનોમા થાય છે જ્યા સુધી સ્ત્રી ગર્ભધારણ કરતી નથી, બાળકનો જન્મ આપતી નથી, ત્યા સુધી પતિ પત્નીના અજ્ઞાત મનમા, મનના ઊંડાણમા, છુપાઇ રહેલી "ભાવાત્મક વર્તન પદ્ધતિ" બહાર આવતી નથી. તેમની એ "ભાવાત્મક વર્તન પદ્ધતિ" બાળકનુ ભાવાત્મક (માનસિક) બધારણ ઘડે છે

પોતાના બાળક સાથે પોતે કેવુ વર્તન કરનાર છે તેની આગાહી અજ્ઞાત મનમા છુપાઇ રહેલી આ વર્તન પદ્ધતિમા સમાયેલી છે. પોતાના બચપણમા જે જે પ્રકારના પ્રત્યાઘાત, ઘડાતા મન પર, એમના મા-બાપના વર્તનોને કારણે પડેલા, તે બધા તેમા એકત્રિત થયેલા હોય છે અજ્ઞાત થઇ ગયેલા આ અનુભવોને આધારે જે વલણ મનમા છુપાયેલુ હોય છે તે પોતે મા કે બાપ થતા બહાર આવે છે આ હકીકત દરેક મા-બાપે ખાસ ધ્યાનમા લેવા જેવી છે

પોતપોતાના ઉછેરમા ફરક હોવાને કારણે ગમે તેટલા ભણેલા અને સમજુ હોવા છતા, દરેક બાપ અને દરેક મા, પોતાનુ જ બાળક હોવા છતા, એની સાથે બન્ને જણ જુદી જુદી રીતે વર્તન કરે છે મા અને બાપ બને બાળઉછેરની બાબતમા ભાગ્યે જ એકમત ધરાવે છે આ મતભેદનુ કારણ એમનામા આવેલી "ભાવાત્મક વર્તન પદ્ધતિ" છે

બાળક સાથેના મા-બાપના કેટલાક વર્તનથી તેમની સામે આક્રમણ કરવા બાળક ઉશ્કેરાય જાય છે ગર્ભમા તેમ જ જન્મ્યા

પછી તરત જ આવું બનવાની શરૂઆત થાય છે. દા. ત. : બાળક ગર્ભમાં હોય ત્યારે ગર્ભવતી સ્ત્રીને કોઇ સાથે ટંટો થાય તો તે ભાવાત્મક અવસ્થા અને મોટો અવાજ આ બંનેની ગર્ભ પર અસર થયા વગર રહેતી જ નથી. બોંબ ફૂટતાં જે અવાજ થાય છે તેની અને મા ગભરાઈ જાય તે બંનેની અસર ગર્ભ પર થયેલી જોવામાં આવી છે. તેવી જ રીતે ગર્ભ પર બહારનું દબાણ વધી જતાં એનું રક્ષણ ભયમાં મુકાઇ ગયું છે તેવી ચિંતા તેને થઈ આવે છે. ચિંતા માણસને આક્રમક પણ બનાવી મૂકે છે.

જન્મ્યા પછી ધાવણ ધાવવામાંથી બાળકને એને જરૂરી સંતોષ ન મળે તો તે તરત જ બચકાં ભરી આક્રમણકારી વર્તન કરવાનું શરૂ કરે છે. ધાવણ આપવામાં વિલંબ થાય કે પયોધરની ડીંટડી બરાબર મોંમાં ન મુકાઇ હોય તો તેને રોષ થઇ આવે છે. પરંતુ દરેક બાળકમાં જન્મથી જ–જન્મ પહેલેથી જ દુષ્કૃત્યનો ડંખ (Sense of guilt) અનુભવવાની માનસિક ક્રિયા થતી હોય છે તેથી મા પર આક્રમણ કરવાની વૃત્તિને દબાવી દેવા મથે છે.

જે દબાવાય છે તે ઊંડાણમાં ઊતરી જઇ ગુપ્ત બને છે. આ પ્રમાણે દબાવાયેલી અને ભુલાઇ ગયેલી દરેક ભાવાત્મક વૃત્તિ અજ્ઞાત બને છે અને તેમાંથી અજ્ઞાત મનની પદ્ધતિ ઘડાય છે.

દબાવવાની ક્રિયા થવાનું મુખ્ય કારણ બાળકમાં આવતું નિરાધારપણું છે. મા-બાપના રક્ષણ વગર એનું જીવવું અશક્ય છે. તેથી મા-બાપ તરફ થઈ આવતી આક્રમક વૃત્તિઓનું દમન કર્યા વગર છુટકો હોતો નથી. એમાં જ દુષ્કૃત્યની લાગણીનું બીજ છે.

ગર્ભાવસ્થામાંથી જ દમન કરવાની માનસિક ક્રિયા શરૂ થાય છે જેને દિવસે દિવસે વધુ ને વધુ પ્રબળ બનવું પડે છે. આનું

મુખ્ય કારણ એ છે કે પરિસ્થિતિને કારણે એની આક્રમકવૃત્તિ જોર કરી બહાર ધસી આવે એવી બીક બાળકને રહે છે. આમાંથી બચવા મન જે પ્રયત્નો કરે છે તેમાંથી એ પોતાને માટે જુદી જુદી રક્ષણ યોજનાઓ (defense mechanisms) ઘડી કાઢે છે.

ગર્ભધારણ થતાં મા-બાપની આંતરિક પરિસ્થિતિમાં એકાએક પલટો થઇ આવે છે. તેમનાં મા-બાપ પ્રત્યેની આક્રમક લાગણીઓ વર્ષો થયાં અજ્ઞાત મનમાં દબાઈ રહી હતી તે પોતાનાં જ બાળક તરફ વળે છે. દમન પામેલો ભાવ પોતાનું મૂળ લક્ષ્ય (મા-બાપ) તજી બીજા (પોતાનાં બાળકો) તરફ વળી જાય છે, સ્થાન બદલ થાય છે. આથી એમ કહી શકાય કે બાળક પ્રત્યેના મા-બાપના ભાવોમાં એમનો સમસ્ત ભૂતકાળ સમાયેલો છે. બાળકનું નજીવું કે સ્વાભાવિક વર્તન મા કે બાપને અતિશય ગુસ્સે કરી મૂકે તો તેમ થવાનું કારણ બાળકનું વર્તન નથી પણ એવી જ જાતના કારણ માટે એમની બાલ્યાવસ્થામાં એમનાં મા કે બાપે એમની સાથે જે પ્રકારનું વર્તન કરેલું તેને કારણે એમને થઇ આવેલી આક્રમક વૃત્તિ (ગુસ્સો, ચીઢ, તિરસ્કાર) જે અજ્ઞાત મનમાં દબાઇ હતી તે એકાએક પોતાના બાળક પર ઠલવાઇ જાય છે. આ રીતે મા કે બાપનું અત્યારનું વર્તન એમના દૂરદૂરના ભૂતકાળને કારણે થયેલું હોય છે. પોતાના મા-બાપ કે બાળકો, જેમની સાથે ગૂઢ અને ગાઢ ભાવાત્મક સંબંધ હોય છે તેમની સાથે જ આ જાતનાં વર્તનો થાય છે; બીજાઓ સાથે નહિ. આ કારણે જે જાતની સમજ અને સહિષ્ણુતા, બીજાઓનાં વર્તનો તરફ માણસ બતાવે છે તે પોતાનાં બાળકો કે મા-બાપ પ્રત્યે બતાવી શકતો નથી.

ગમે તેટલી અનાસક્ત અવસ્થામાં માણસ આવી જાય તો પણ પોતાનાં બાળકો, પોતાનાં મા-બાપ, અને પરાયાં સાથેનાં વર્તનો

કરવાની પદ્ધતિમાં મૂળભૂત ભેદ રહે છે. આથી તો કોઈ મા-બાપ બીજાના બાળકને પોતાના બાળકની જેમ ઉછેરી કે ચાહી શકતાં નથી. ચાહના મેળવવા માટે મા કે બાપના ભૂતકાળનો બોજ બાળકને ઉઠાવવો પડે છે. આ કિંમત તેને ચૂકવવી પડે જ છે.

મા-બાપ પોતાના બાળક સાથે તદ્દન પરોક્ષપણે એટલે કે પોતાને થઈ આવતા ભાવને રોકી પરાયા સાથે જેવું વર્તન કરે તેવું વર્તે તો તે બાળકમાં વાસ્તવિકતાની સમજ આવતી નથી એટલું જ નહિ પણ તેવાં મા-બાપ બાળકને શુષ્ક અને કઠોર લાગે છે. આવી જાતના મા-બાપનાં બાળકોમાં દુષ્કૃત્યની લાગણી જોરદાર બની જાય છે

ગર્ભની અવજ્ઞા કે અતિપાલન :

ગર્ભ રહેતાંની સાથે જ, અજ્ઞાત અવસ્થામાંથી નીકળી આવતો ભૂતકાળ, મા-બાપની વર્તમાન પરિસ્થિતિમાં ભળી જતાં, તેમનામાં બાળક પ્રત્યેની જે ભાવાત્મક વર્તન પદ્ધતિ બંધાય છે તેને કારણે મા કે બાપ ગર્ભની—બાળકની – (૧) અવજ્ઞા કે (૨) અતિપાલન કરતાં થઇ જાય છે.

પોતાની જનેતા પ્રત્યે જે માએ અજ્ઞાત મનમાં આક્રમક વૃત્તિઓનું દમન કરી રાખેલું છે તે પોતાના બાળકના ચીઢ કે ક્રોધ કરાવે તેવા સહજ વર્તન તરફ ન સમજાય તેવું અત્યંત કઠોર અને કડક વર્તન કરે છે.

એવી ગર્ભવતી સ્ત્રીને ઉલટીનું કે પેશાબ કરવા જવાનું પ્રમાણ વધી પડે છે. રાત્રે બરાબર ઉંઘી શકાય નહિ કે કોઈ વખત નિયમસર ભૂખ ન લાગે તો તે માટે પેટમાંના ગર્ભને દોષિત ગણે છે. એના પર એને ચીઢ ચડે છે. ગર્ભ રહેવાથી પહેલાંના જેવી

મોજ કરી શકાતી નથી એથી પણ એને ચીડ આવે છે. પેટ મોટું વધવાથી એને ગર્ભ તરફ અણગમો થઇ આવે છે. ગર્ભમાંના બાળકની નાની નાની બાબતોને તે ઘણું મોટું સ્વરૂપ આપે છે અને ન કરવો જોઇએ ત્યાં ગુસ્સો કરી બેસે છે. આવી મા ગર્ભ હાલતાં તેને બે ચાર ગાળો ભાંડી દે છે. જનેતા પ્રત્યે આક્રમક વૃત્તિનું દમન કરી નાખ્યું હોય તેવો બાપ પત્નીની સાથે કોઇ નજીવા કારણસર ઝઘડી ગર્ભને ઈજા થાય તેવું કંઈક કરી બેસે છે. (લાત મારે, દોડાવે, ધક્કો મારે વગેરે.) એક, બે, કે ત્રણ ચાર વર્ષની ઉંમરવાળું બાળક હાથમાં છરી પકડે કે અમસ્તું પાણી ઢોળે કે સઘડી નજીક જાય ત્યારે આવી જાતનાં મા-બાપ જાણે બાળક તેમને ચપ્પુથી મારવાનું હોય, પાણીમાં ડૂબાડી દેવાનું હોય કે અંગારાથી બાળી દેવાનું હોય તેવા ગભરાટમાં આવી જઇ શોરબકોર કરી મૂકે છે.

ખરું જોતાં તો મા કે બાપનું આવું વર્તન બાળકને કારણે થતું નથી. પોતાના મા-બાપ માટેની અજ્ઞાત મનમાં દબાઈ રહેલી તેવી ઇચ્છામાંથી થઇ આવતી ચિંતાથી ગભરાઇને થયેલું હોય છે. તેઓ બાળકના આક્રમણથી નહિ પણ પોતાના આક્રમણથી ગભરાઇ આ રીતે વર્તે છે. બાળક તેમના આ વર્તનને સહજ સમજે છે. તેથી તે પોતાનામાં રહેલા આક્રમક આવેગથી ગભરાઇ એને વધુ ને વધુ દબાવવાનો પ્રયાસ કરે છે. આવાં મા-બાપ બાળકનો પ્રેમથી સ્વીકાર કરી શકતાં નથી. આથી તેને જે વાત્સલ્ય જોઇએ તે મળતું નથી.

સહન કરવી પડતી સતત તંગ અવસ્થાને કારણે તે અસ્વસ્થ બની જાય છે અને જે નથી મળ્યું એની શોધ કરવાના તરંગો ઘડે છે. આથી જે કોઈ એના સંબંધમાં આવે તેના પ્રત્યે પ્રેમ મેળવવા ખૂબ જ મમત્વ બતાવે છે. મા-બાપ તેનો અનાદર કરતા હોવાથી,

તેના પર વધારે સખત અને કઠક હોવાથી, તેને ઘડી ઘડી ટોકતા, તરછોડતા, તેમ જ તેને મદદ કરવાના બદલે તેના પર હકુમત ચલાવતા, હોવાથી તેની નિરાધાર અવસ્થા એને અસહ્ય થઇ પડે છે.

અતિપાલન :

અજ્ઞાત મનમાં દમન પામેલાં અને બચપણનાં વણછૂટ્યાં આક્રમણને કારણે જે મા-બાપ ડંખ અનુભવે છે તેવાં મા કે બાપ ગર્ભનું રક્ષણ કરવા અત્યંત ચિંતા બતાવે છે. વધુ પડતું ખાય છે, વધારે પડતી કસરત કરે છે, ડૉકટર પાસે વારંવાર દોડી જાય છે, દવાઓ પીએ છે, ઇન્જેકશન લે છે, અને બાળક ગર્ભમાં જ મરી જશે એવા વારંવાર તરંગ કરે છે. ઉપરાંત બાળક જન્મ્યા પછી તેના પયોધરમાં દૂધ આવશે નહિ તેની પણ ચિંતા એને થયા કરે છે. બાળકના જન્મ પછી પણ તેની તબિયત માટે એ ચિંતા કરે છે. બાળકને સ્હેજ શરદી થતાં કે તાવ આવતાં તેની ચિંતા વધી પડે છે અને સાવધાનીથી સારવાર કરવાને બદલે ખૂબ જ લાગણીવેડા કરે છે, અને જેમાં તેમાં બાળકના મૃત્યુનો ભય એને દેખાય છે. એના અજ્ઞાત મનમાં જે આક્રમણ, ક્રોધ અને તિરસ્કાર દબાઈ પડેલા છે તે ધસી આવી બાળકને કંઇક નુકસાન કરી નાંખશે એ ભયથી તે સતત પીડાય છે. એને હમેશ તેમની પર ચોકી રાખવી પડે છે. એની ચિંતા એની પાસે ધાંધલ ધિંગાણું કરાવે છે. બાળકને આમાંથી કદી શાંતિ મળતી નથી.

# ૧૫

મા-બાપને થઈ આવતા રાગદ્વેષને કારણે બાળકના અજ્ઞાત મન પર શું અસર થાય છે તે સમજી શકાય એ માટે મા કે બાપ થતાં પહેલાં દરેક સ્ત્રી પુરુષે પોતાનું આંતર નિરીક્ષણ કરવાની જરૂર છે. આમ થાય તો જ બાળકના મનમાં શું થઇ રહ્યુ છે તેનો ઓછોવત્તો ખ્યાલ તેમને આવી શકે. આ સમજ વધારવા માટે કેટલીક હકીકતો મા-બાપ જાણી લે તો બધાને લાભ થવાની શકયતા છે.

## ઉછેરની શરૂઆત કેવી રીતે કરવી

જે જન્મે છે તેને જીવવું હોય છે. જેને જીવવું છે તેને કોઈ *સંહાર કરશે તેવો ભય લાગે* છે. આ ભયમુક્ત થવા તે બીજાનો નાશ કરવા જાય છે. પરિણામે તેનો ભય વધી જાય છે. આથી તે એવા નિર્ણય પર આવે છે કે પોતે જીવવું હોય તો બીજાને જીવવા દેવું જોઇએ. મનુષ્યનું *જીવન આ આંતરિક નિયમ પર* રચાયેલું છે. આ કારણે ગર્ભમાં જ્યારે જીવ આવે છે ત્યારથી

તેની સાથે આક્રમક વૃત્તિઓનું દમન કરવાની ક્રિયા પણ આવે છે. આમ, વિનાશ નોતરનારી વૃત્તિઓનું દમન કરવાની માનસિક ક્રિયા મનના અંધારભુમાં જ આવે છે. એ ક્રિયા બીજી ક્રિયાઓ કરતાં વહેલી શરૂ થાય છે.

ગર્ભાવસ્થામાં આ ક્રિયા ગતિમાન હોવાથી માતાના ગર્ભ પ્રત્યેના ભાવની તેની પર અસર થાય છે. મા ગર્ભનો અનાદર કરે, એના પ્રત્યે ગુસ્સો કરે છે તો ગર્ભને પણ તે સામે તેના પ્રત્યાઘાત રૂપે ક્રોધની લાગણી થઈ આવતાં તે હાલી ઊઠે છે ત્યારે પીડા પામતી માનો ગુસ્સો ઓછો થવાને બદલે વધી પડે છે: આથી ગર્ભ ગભરાઇ જઇ પોતાને થઇ આવતી આક્રમક વૃત્તિને દબાવી દે છે. આ પ્રમાણે ગુસ્સો થવો, ગભરાટ થવો, દમનની ક્રિયા કરવી આ બધાંની પરંપરા બાળક ગર્ભમાંથી બહાર આવે તે પહેલાં શરૂ થઈ જાય છે.

જે માને ગર્ભ પ્રત્યે કોઇપણ કારણે ગુસ્સો હોય છે, અણગમો હોય છે તે માને પ્રસૂતિ સમયે વધારે પડતી પીડા થાય છે. બાળક જન્મે તે સામે તેનો અજ્ઞાત વિરોધ હોવાથી તેના સ્નાયુઓ સખત થઈ જાય છે. બાળક જન્મ્યું તેથી તેને પીડા સહન કરવી પડી એમ માને લાગવાથી બાળક પર એને ઘણો ગુસ્સો આવે છે. કેટલીક મા તો શરૂઆતમાં બાળકનું મોં જોવા પણ માગતી નથી.

પ્રસવ સમયે માને પીડા થાય છે ત્યારે બાળકને પણ પીડા સહન કરવી પડે છે. જગતમાં પ્રવેશ કરવાના પ્રથમ દ્વારમાં તેનું અસ્તિત્વ મુશ્કેલીમાં આવી પડે છે તેનો જે આઘાત તેને લાગે છે તે તેને જીવન પર્યંત ગભરાટવાળો કરી મૂકે છે. આ કારણે જેમ ગર્ભ રહેતાંની સાથે માતા જન્મનાર બાળક માટે ઝભલાં સીવે છે, ગોદડી

ભરાવે છે તેમ ગર્ભ પ્રત્યે તેને કેવી કેવી લાગણી થાય છે તે વિષે જાગ્રત થવું ખૂબ જરૂરી છે. જે મા ગર્ભ પ્રત્યે પ્રેમ રાખી શકતી નથી, ગર્ભને પોતાની હૂંફ આપી શકતી નથી, તે મા ગર્ભ પ્રત્યેનો પોતાનો કંટાળો બતાવી તેની અવજ્ઞા કરે છે જેની કપરી અસર આવનાર બાળક પર થયા વગર રહેતી નથી.

અજ્ઞાત કારણે ગર્ભની અવજ્ઞા થઇ જતી હોવા છતાં મા પોતાનામાં આવેલી આ ખામી વિષે સાવધ થઈ તેમાંથી ગર્ભને ઉગારી લેવા માગતી હોય તો નીચેની કેટલીક સૂચનાઓ મદદરૂપ થાય તેવી શકયતા છે.

(૧) અજ્ઞાત મનમાં દમન પામેલી આક્રમક વૃત્તિઓ, જે ગર્ભ તરફ વળે છે તેની સામે જ્ઞાતપણે સ્નેહના ભાવને જાગ્રત કરી પોષણ આપવામાં આવે તો આક્રમક વૃત્તિઓથી થતું નુકસાન ઘટાડી શકાય છે. એવું પણ કેટલાકનું માનવું છે કે જાગ્રત મનમાં સ્નેહની લાગણીને વારંવાર ઊભી કરવાથી તે પ્રબળ બને છે, તેનો વિસ્તાર વધે છે અને ધીમે ધીમે અજ્ઞાત મનમાં પહોંચી જઇ ત્યાં રહેલા વિનાશક તત્ત્વો (ક્રોધ, તિરસ્કાર, ઈર્ષા, વગેરે)ને પોતાનામાં અપનાવી લઈ તેમને નિષ્ક્રિય કરી મૂકે છે. આ વસ્તુ સિધ્ધ કરવા માટે સગર્ભા મા દરરોજ થોડો વખત ધ્યાનમાં બેસી બાળક માટે પોતાનામાં પ્રેમ-તરંગો ઉઠાવે તો તે લાભદાયક નીવડે એવી ઘણી શકયતા છે.

(૨) અજ્ઞાતપણે થઈ આવતા તિરસ્કાર, ક્રોધ, ઈર્ષા વગેરેને ઓછા કરવા માટે, કેટલાક અનુભવીઓએ દરરોજ દાન કરવાનું સૂચવ્યું છે.

પોતાનું જે કાંઈ છે તેમાંથી શક્ય હોય તેટલું, કોઇપણ પ્રકારની અપેક્ષા રાખ્યા વગર આપી દેવું તે દાન. આમ પ્રેમ અને

દાન વચ્ચે કંઇક સામ્ય છે. તેથી દાન આપવાની ક્રિયાથી અંદરનો પ્રેમ જાગી ઊઠે તેવી સંભાવના છે. જેને જરૂર છે તેવાઓને દરરોજ થોડું થોડું દાન આપવાથી અજ્ઞાતપણે થઇ આવતો ગુસ્સો ઓછો થાય છે. અહીં ખાસ કહેવામાં આવ્યું છે કે દરરોજ થોડું થોડું દાન કરવું.

(૩) સગર્ભા મા, એકલી બેસીને, સારી દાનતથી ભક્તિ કરે છે તો અજ્ઞાત મનમાં દબાઈ રહેલી આક્રમક વૃત્તિઓ બહાર ઠલવાઇ જાય છે. ભકિત સ્વભાવે રેચક (cathartic) છે. ગંદાઇ ગયેલી વૃત્તિઓને કોઇને નુકસાન ન થાય તેવી રીતે બહાર ખેંચી લાવી તેનું દબાણ ઓછું કરે છે. માણસ પોતે જ પોતાની નબળાઈઓ દૂર કરવા ભકિત કરે છે ત્યારે એની અસર એના પોતાના અજ્ઞાત મન પર થયા વગર રહેતી નથી. પરંતુ ભકિત, પોતે એકલાએ જ એકલાં પડી કરવાની છે. તેમ થાય છે તો જ અજ્ઞાત થયેલી આક્રમક વૃત્તિઓ કંઇક અંશે બહાર નીકળી જાય છે. આ એક એવો અનુભવ છે જેમાં માણસ પોતે જ પોતાની અંદરની જાત સામે આવી જાય છે. અંદરથી અવજ્ઞા કરતી મા, અને બહારથી પ્રેમ બતાવતી મા, પોતાનાં આ બન્ને સ્વરૂપ પોતાના જ પ્રયત્ને એક બીજા સામે મૂકી દે છે. આમ થવાથી એનામાં જે ફેરફાર થઇ આવે છે તેમાંથી સાચો પ્રેમ જાગી ઊઠે તેવી શકયતાઓ ઊભી થાય છે.

(૪) બાળકથી કયાં કયાં વર્તનો થઈ જાય છે અને તેવાં વર્તન પોતાનું બાળક કરશે ત્યારે એ પોતે કેવું વર્તન કરી બેસે તેમ છે તેવા ખ્યાલ દરેક સગર્ભા માતાએ કરવાની જરૂર છે. ધાવતું બાળક બચકાં ભરે, અડધી રાતે રડી ઊંઘ બગાડે, અંગૂઠો ચૂસે, વિનાકારણ રડ્યા કરે, જીદ કરે, કહ્યું ન માને, જૂઠું બોલે, ઇર્ષા કરે, ભાંગફોડ કરે, બીજાઓ સાથે મારામારી કરે, વસ્તુઓ બહાર

ફેંકી દે, નાચું કરે, લિંગ સાથે રમત કરે, બીજાઓની હાજરીમાં શરમાય, રમત રમ્યા કરે, ભણે નહિ, આવા આવા પ્રસંગે પોતે શું કરનાર છે તે વિષેના વિચારો સગર્ભા માએ કરતા થઇ જવું જોઇએ. આ જાતની જાગ્રતિ, માના મનમાં બાળક માટેનો રસ પેદા કરે છે, જેમાંથી બાળક પ્રેમનો અનુભવ કરી શકે તેવાં વર્તનો તેનાથી થવાની શકયતા ઊભી થાય છે. આવી મા બીજાઓ શું ધારશે, શું કહેશે તેવા ભયથી નહિ પણ પોતાના આંતરિક બળથી બાળક સાથે વર્તે છે. તેનામાં એવી નિશ્ચયશકિત આવે છે જેથી એના બાળક પર એને શિસ્ત લાદવી પડતી નથી. એનું બાળક પોતે જ આપોઆપ શિસ્ત પાળતું થઇ જાય છે.

દરેક બાપ પણ આ પ્રકારની પૂર્વ તૈયારી કરે તો, બાળક, માનો પ્રેમ અને બાપની સમજ મેળવી શકે છે.

# ૧૬

## "ધાવણની અવસ્થા"
### બાળવિકાસની પ્રથમ અવસ્થા: આહાર

બાળક જન્મે છે ત્યારે એને એના પોતાના અસ્તિત્વનું પણ ભાન હોતું નથી. આથી તે સમજણું, વિચાર કરતું, થાય ત્યાંસુધીનાં એનાં બધાં જ વર્તનો જન્મથી આવેલી જીવનશક્તિ પ્રમાણે થતાં હોય છે.

આ જીવનશકિત બચપણના વર્ષોમાં જુદી જુદી અવસ્થામાંથી પસાર થઈ ક્રમે ક્રમે ખીલે છે ત્યારે તે કેટલાંક શારીરિક કેન્દ્રો દ્વારા વ્યકત થાય છે.

શરૂઆતમાં તો જીવનશકિત આખા શરીરમાં ફેલાઇ ગયેલી હોય છે પરંતુ તે એક પછી એક, મોં, ગુદા, લિંગ, વિજાતીયતા વગેરેમાં ક્રમે ક્રમે કેન્દ્રિત થાય છે. જ્યારે જે કેન્દ્રમાંથી જીવનશકિત પસાર થતી હોય છે ત્યારે તેને અનુકૂળ વર્તન બાળક પાસે તે કરાવે છે.

પહેલી અવસ્થાને ધાવણની અવસ્થા કહેવામાં આવે છે, જેમાં મોં દ્વારા જીવનશકિત પોતાને વ્યક્ત કરી સંતોષ મેળવે છે.

બાળક જ્યારે ધાવતું હોય છે ત્યારે પયોધરની ડીટડીનો હોઠની નરમ અને સુંવાળી ચામડી સાથે સ્પર્શ થવાથી તેને આનંદ આવે છે, આ કારણે ભૂખ ન લાગી હોય તો પણ તે વારંવાર ધાવવાની ઈચ્છા કરે છે.

જન્મ્યા પછી માનુ ધાવણ ધાવવાની ક્રિયા એ બાળકનુ પ્રથમ સામાજિક વર્તન છે તેથી ભવિષ્યમા આખા સમાજ સાથે તેનુ કેવા પ્રકારનુ વર્તન થવાનું છે તે મા અને બાળક વચ્ચેના આ પ્રથમ સામાજિક સંબંધ પરથી નિશ્ચિત થાય છે. ધાવવાની ક્રિયામાથી જો એને સંતોષ મળે તો જે પ્રકારનુ ચારિત્ર્ય ઘડાય તેના કરતા અસંતોષી રહી ગયેલા બાળકનુ ચારિત્ર્ય જુદા પ્રકારનુ ઘડાય છે.

ધાવણ ધાવવામા એટલે દૂધ ચૂસવામા, અંદર લેવામા, બાળકને જે જાતનો અનુભવ થાય છે તે પર એના સમસ્ત જીવનના જુદા જુદા પ્રસગોએ થઇ આવનાર આતરિક પ્રત્યાઘાતનો આધાર છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબધમા તે શંકાની નજરે જોનાર કે મૈત્રીભાવ રાખનાર, પરાવલંબી કે સ્વાશ્રયી, સૌદર્યને પારખી આશ્ચર્ય અનુભવનાર કે શુષ્ક, સ્વાર્થી કે ઉદાર, જવાબદારી લેવાની ઈચ્છાવાળું કે બિનજવાબદાર, અનુભવે નવુ શીખનાર કે જીભના સ્વાદમા રચ્યું પચ્યું રહેનાર થવાનું છે તે ધાવણની અવસ્થામા જ નક્કી થઈ જાય છે.

દૂધ કઇ રીતે અંદર લેવામા આવે છે, લેવા દેવામા આવે છે તે પર બાળકના સમસ્ત ચારિત્ર્ય ઘડતરનો આધાર છે.

(૧) બાળકને સુખ થાય તેવી રીતે ધાવણ ધાવવા દેવામાં આવ્યું હોય તો તે જીવન પ્રત્યે આશાવાદી બને છે પરંતુ ધવડાવવામા મા પોતે વધુ પડતો રસ લઈ બાળકને ધવડાવ્યા કરે તો

આશાવાદી બનવાની સાથે બેદરકાર, બિનજવાબદાર, નિષ્ક્રિય, અને શોખીન બને છે. કમાવાનો પ્રયાસ કરવો એને ગમતો નથી. કોઈ માયાળુ વ્યક્તિ (મા જેવી - પરમેશ્વર) તેની સંભાળ રાખશે, અને "માનું દૂધ પયોધરમાંથી આવ્યા જ કરશે" એવી જાતનું માનસિક વલણ એનું ઘડાઈ જાય છે. અતિશય કે લાંબા વખત સુધી અપાયેલા ધાવણને કારણે કેટલાક માણસોની મોં મારફતે સંતોષ મેળવવાની વૃત્તિ પ્રબળ રહી જાય છે. તેઓ જીભ, ગાલ કે હોઠ ચૂસે છે; ખાનાર શોખીન હોવા ઉપરાંત મીઠાઈ તેમજ પ્રવાહી પીણાંને પસંદ કરે છે. મોંમાં આંગળી મૂક્યા વગર, નખ કરડ્યા વગર કે પેન્સીલ ચાવ્યા વગર તેમના કામમાં એકધ્યાન થઈ શકતાં નથી. પાન ચાવ્યા વગર કે બીડી પીધા વગર તેમને ચેન પડતું નથી; છૂટકારાનો દમ આવતો નથી. લહેજત લાગતી નથી. એમની કામવૃત્તિ વહેલી ઉશ્કેરાઈ જાય છે. સામાજિક નીતિનું ધોરણ સાચવવું એમને માટે મુશ્કેલ બને છે.

(૨) જે બાળકને ધાવણની અવસ્થામાં સુખ ન મળ્યું હોય, જે અતૃપ્ત રહી ગયું હોય તે હમેશ, બીજાઓ તેના તરફ ધ્યાન આપે તેવું ઇચ્છે છે. બીજાઓએ તેનું ધ્યાન રાખવું જોઈએ, તેની સાથે સારું વર્તન રાખવું જોઈએ એવી માગણી નમ્રપણે કે ઉગ્રપણે, સતત કર્યા કરે છે. એકલા રહેવું તેને ગમતું નથી અને બીજાઓને ચીટકી રહેવાની વૃત્તિ તેનામાં આવે છે. આવા માણસો ખૂબ જ અધીરા હોય છે. તેમને બધે જ નિરાશા દેખાય છે. જ્યાં ત્યાં મુશ્કેલીઓ તેમને નજરે પડે છે. દરેક વસ્તુને બગાડી મૂકે છે. ઓછામાં ઓછી જવાબદારીમાં કે સહેલામાં સહેલા સાહસમાં પણ તેમને મુશ્કેલીઓ દેખાય છે. આખી જિંદગી પ્રત્યે ભયપ્રેરિત દૃષ્ટિથી જુએ છે.

(૩) ધાવતાં ધાવતાં કેટલાંક બાળકો માના પયોધરને બચકાં ભરે છે. આ બતાવે છે કે બાળકને માની ધવડાવવાની રીતથી અને પયોધરમાંથી આવતા દૂધના પ્રવાહથી સુખ-સંતોષ મળ્યાં નથી તેથી તે ક્રોધે ભરાઇ બચકાં ભરે છે. આમાંથી, પયોધરને બચકાં ભરી ખાઇ જવાની ક્રોધવૃત્તિ તેનામાં જાગ્રત થાય છે.

જે પયોધર તેના જીવનનું પોષણ કરે છે એની ઉપર ગુસ્સે થઈ, બચકું ભરી એનો નાશ કરવાની વૃત્તિ તેને થઈ આવે છે તેથી આવું દુષ્કૃત્ય કરવા માટેનો ડંખ એને સહન કરવો પડે છે. ધાવતાં ધાવતાં મળેલી આ પીડાને કારણે બીજાઓ પ્રત્યે અણગમો, તિરસ્કાર, અદેખાઈ વગેરે એને થઇ આવે છે. જીવનની શરૂઆતથી તેને અસંતોષ મળેલો હોવાથી તે "કંઈક" મેળવવા હંમેશ ઝંખ્યા કરે છે. મોટી ઉંમરે પણ તે હંમેશ અતૃપ્ત રહે છે. આથી તેને ગુસ્સે થતાં વાર લાગતી નથી અને જ્યારે તેને ક્રોધ થાય છે ત્યારે તે મિત્ર કે દુશ્મન વચ્ચેનો ભેદ પાડી શકતો નથી. બીજાઓ પ્રત્યે કરડી નજરે જુએ છે અને કાતિલ, કડવી ભાષા વાપરે છે.

(૪) અતિતૃપ્ત કે અતૃપ્તિને કારણે ધાવણની અવસ્થામાં જીવનશક્તિ ચન્થાઇ જાય છે ત્યારે માણસમાં તોતડાપણું પણ આવે છે.

(૫) ધાવણ ધવડાવવામાં બેદરકારી રાખવાથી કે નિયમનું આકરું પાલન કરાવવાથી બાળકમાં મા પ્રત્યે ક્રોધ અને પ્રેમના બે વિરોધી ભાવ જન્મે છે, જે એને હંમેશ માટે "દોષિત" બનાવે છે. હંમેશ એને લાગ્યા કરે છે કે મા પર એને ક્રોધ થાય છે તે એનો મોટામાં મોટો ગુનો છે. આમાંથી સ્વનિંદા કરવાની જરૂરિયાત તેનામાં ઊભી થાય છે. જીવનમાં જે કાંઇ બને તેમાં

એને પોતાનો દોષ દેખાય છે અને તેથી મૂઝવણનો સામનો કરવાની તાકાત એનામાં આવતી નથી.

(૬) પોષણ આપનાર પયોધરનો વિનાશ કરવાની ક્રોધવૃત્તિ તેનામાં થઇ આવે છે ત્યારે પયોધર "સારાં કે ખરાબ" તે વિષેનું મનોમંથન તેને થયા કરે છે. આમાંથી આ સારી કે ખરાબ, અને તે પરથી બાપ, ભાઇ, બહેન, અન્ય વ્યક્તિઓ, વ્યવસાય, સમાજ, પરમેશ્વર, એ બધાં સાથે તેને કેવો સંબંધ બંધાવાનો છે તે માટેનું બીજ આ સમયે રોપાય છે. માણસમાં આવતી બંધનની લાગણીની તથા દ્વંદ્વભાવની આમાંથી શરૂઆત થાય છે.

ખરેખર રીતે તો બાળકની કેળવણીની શરૂઆત ધાવણની અવસ્થામાંથી જ શરૂ થાય છે. જે જિંદગીની શરૂઆતમાં બને છે તે અંત સુધી જુદા જુદા રૂપમાં ટકે છે. એમાંથી બહાર નીકળવું માણસ માટે ઘણું જ મુશ્કેલ છે.

જેઓમાં પયોધર "ખરાબ" છે તેવો ખ્યાલ બંધાઈ ગયો હોય છે તેવા માણસોમાં દુષ્કૃત્યના ડંખની લાગણી વારંવાર પ્રબળ બની જાય છે. ખોરાક સારો કે ખરાબ તે વિષેની ચિંતા તેમને સતત રહ્યા કરે છે અને તેથી કેટલાંકમાં તો ખોરાક ખાધા પહેલાં જઠરના રસનું ઝરણ શરૂ થઈ જાય છે. (અને પેપટીક અલસર જેવા દર્દથી પીડાય છે). ખાવાના પદાર્થો પ્રત્યે તેઓ શંકાની નજરે જોતાં થઇ જાય છે. જે ખાધું છે તે અંદર જઈ શું કરશે તેની તેમને ચિંતા થયા કરે છે. આથી તો વિના કારણ કેટલાક ખાવાના પદાર્થો પ્રત્યે તેમને અણગમો થઈ આવે છે. આવી જ જાતની શંકાની નજર તેમના બધા જ સંબંધો પર ફેલાય છે. જે કાંઈ બને તેમાં તેમનો સૌથી પહેલો પ્રત્યાઘાત શંકાનો હોય છે.

(૭) ધાવણ ધાવવાની ક્રિયા કરતાં જે બાળકને સંતોષ મળે છે, જેને તૃપ્તિ થાય છે, તે પયોધર સારાં કે ખરાબના સંઘર્ષમાં ફસાઈ જતું નથી. આથી એ વખતે મળતા અનુભવની તે અનુભૂતિ કરી શકે છે.

માની હૂંફ અને ગળામાંથી અંદર ઊતરતું હૂંફાળું દૂધ એને લય અને આનંદનો અનુભવ કરાવે છે જેમાંથી જ્ઞાન મેળવવાની ઈચ્છા અને સૌંદર્ય ઓળખવાની રીત એનામાં આવે છે. બીજી વ્યકિત સાથેનો તેનો આ પહેલો પરિચય એટલો સુખદ બને છે કે જેથી તેનામાં ઔદાર્યભાવ બહુ જ સહેલાઇથી આવી જાય છે.

(૮) બળજબરીથી જ્યારે ધાવણ છોડાવવામાં આવે છે ત્યારે બાળક નાસીપાસ થઈ જાય છે, ઉદાસ બની જાય છે. ધાવણ મારફત જે મળતું હતું તે છીનવી લેવામાં આવ્યું છે, "જે એનું હતું તે એની પાસેથી પડાવી લેવામાં આવ્યું છે" તેવું તેને લાગે છે. અને મથામણ કરવા છતાં ય પાછું મેળવી શકાતું નથી ત્યારે તેને સખત આઘાત લાગે છે. પોતે નિરુપાય છે એવા ખ્યાલની અસર એના સમસ્ત જીવન પર પડે છે.

આવું બાળક મોટપણે "આઘાત લાગશે" તેની ચિંતાથી પીડાય છે અને તેથ ભવિષ્ય તરફ હંમેશ તે ભયની નજરે જુએ છે. કોઇપણ આઘાત એને માટે અસહ્ય થઇ પડે છે.

ધાવણ :

ઉપર આપણે જોઇ ગયા તે પરથી એટલું તો ચોક્કસ સમજાય તેમ છે કે ધવડાવવા ખાતર બાળકને માએ ધવડાવવું જોઇએ નહિ. કેટલીક મા બાળક પાસે નિયમપાલન કરાવવા માટે કયારે અને કેટલું

ધાવણ બાળકને આપવું તે પોતે નક્કી કરે છે. આમ બાળક એક યંત્ર છે તેમ તે માને છે. આથી ઘણી મૂંઝવણ ભરેલી મુશ્કેલીઓ ઊભી થાય છે.

જે મા સમજણી હોય છે તે તો જાણતી હોય છે કે ભૂખ લાગે ત્યારે માણસે ખાવું જોઈએ અને ભૂખ લાગી હોય ત્યારે ખાધેલું પચી જાય છે. આથી મા ઈચ્છે ત્યારે નહિ પણ બાળકને ભૂખ લાગી હોય ત્યારે તેને ધાવણ આપવું જોઈએ.

આનંદ, પ્રેમ, ભય, ક્રોધ, શોક જેવી લાગણીઓની અસર માણસની ભૂખ પર થાય છે. માણસ જ્યારે આનંદ, પ્રેમ કે ઉત્સાહમાં હોય છે ત્યારે તેને સારી ભૂખ લાગે છે; જ્યારે ભય, ક્રોધ કે શોકની લાગણીમાં હોય છે ત્યારે તેની ભૂખ ઊડી જાય છે. આમ લાગણીઓની ભૂખ પર અસર થતી હોવાથી અને વારંવાર લાગણીઓ બદલાતી હોવાથી માણસને ક્યારે ભૂખ લાગશે તે કહેવું મુશ્કેલ છે. ભૂખ લાગવાનો સમય યાંત્રિક પણે એક સરખો કદી પણ રહી શકે નહિ. જે હમેશ બદલાયા કરે છે તેની પર યાંત્રિક નિયમ લાદવામાં આવે તો તેનું પરિણામ અનિચ્છનીય આવે છે. દા. ત.: ભૂખ લાગી હોય અને ખાવાનું આપવામાં ન આવે કે વિલંબ કરવામાં આવે તો માણસને ગુસ્સો ચઢે છે, રડવું આવે છે કે ઉદાસ બની જઈ ઊંઘી જાય છે. પરિણામે ભૂખ મરી જાય છે. ઊછરતા બાળકને ખરેખર ભૂખ લાગે ત્યારે ધાવણ આપવામાં ન આવે તો તે રડવા મંડે છે અને તેનામાં ભય અને ક્રોધ ઉત્પન્ન થાય છે. જે બાળકમાં આ રીતે ભય અને ક્રોધ ઉત્પન્ન કરવામાં આવે છે તેને, ભૂખ તૃપ્ત કરનાર દૂધ તરફ તેમજ દૂધ આપનાર વ્યક્તિ તરફ પ્રેમ થવાને બદલે તિરસ્કાર થઈ આવે છે. આથી તો મોટા ભાગના માણસો ખાવા માટે ખાય છે અને ચાહવા ખાતર માને ચાહે છે. એમને સાચી ભૂખ

નથી લાગતી અને મા કે બીજી વ્યક્તિઓ તરફ સાચો પ્રેમ નથી થતો. આ જ કારણે દૂધ જોઈ ઘણાને ઉબકા આવે છે. ઉબકો આવવો એટલે ઘૃણાને વ્યક્ત કરવી.

અમે જે કહીએ છીએ, કરીએ છીએ તે જ સાચું છે તેવાં મા અને બાપ નીચે ઊછરેલાં બાળકોમાં આવી જાતનું ખાસ બને છે. આવાં મા-બાપમાં એવું કંઈક છે જે બાળકને એની ભૂખ લાગે ત્યારે ખાતાં પીતાં અટકાવે છે. બાળક સ્વતંત્રપણે, પોતાની મરજીથી કાંઈ પણ કરે તે તેઓ સહન કરી શકતાં નથીઃ

"બાળક આખો દિવસ ખાવાનું માગ્યા કરે છે ભૂખ લાગે છે એની તેમે સમજ પડતી નથી" એવી દલીલ કરી મા-બાપ પોતાની હકુમત એની પર સ્થાપવા માગે છે. એમના પર આધાર રાખતું રાખી મૂકવા આવી પેરવી કરવામાં આવે છે. શ્વાસોશ્વાસની ક્રિયાની જેમ ખાવાની બાબતમાં પણ કુદરતે પોતાની જવાબદારી સ્વીકારી છે. એની વ્યવસ્થા જાળવવાનું કામ મા-બાપ પર છોડી દીધું નથી. મોટાઓની જેમ જ બાળકને ભૂખ લાગે છે. આ સમજવા માટે કોઈ ખાસ જ્ઞાન મેળવવાની જરૂર હોતી નથી.

બાળકને ભૂખ લાગે ત્યારે ખોરાક ન આપવો, અને પોતાની મરજી પ્રમાણે આપવો એમાં બાળક કરતાં માના પોતાનામાં કોઈ ખામી છે તે પુરવાર થાય છે. એનામાં એવું કંઈક છે જેથી બાળકને ભૂખ્યું રાખી ગુસ્સો કરાવી તેને ચીડિયું કે ડરપોક બનાવી મૂકે છે.

દરેક પશુપક્ષી પોતાને ભૂખ હોય તેટલું જ ખાય છે. એમનામાં આ પ્રકારનો સંયમ હોય છે એટલું જ નહિ પણ પોતે પચાવી શકે એ ખોરાક ખાય છે. મનુષ્ય બાળકમાં પણ આ જાતનો સંયમ

જોવા મળે છે. એને ભૂખ હોય તેટલું જ તે ખાય છે. દરેક બાળક પોતાની જરૂરિયાત પ્રમાણે વધારે ઓછું ખાય છે. આ કુદરતી વ્યવસ્થાને ટકાવી રાખનારાં કે તોડી નાખનારાં માબાપનાં વર્તનો પર બાળકના ભાવિ જીવનનો આધાર છે. આ કુદરતી વ્યવસ્થાનો માબાપ લાભ લે તો બાળકને ઉછેરવામાં મુશ્કેલીઓ નડતી નથી.

ધાવણ એ પ્રથમ સામાજિક સંબંધ છે:

કુદરતની એવી યોજના છે કે માનું દૂધ પી બાળક મોટું થાય. આથી જન્મ લીધા પછી માના પયોધરનો એને સૌથી પ્રથમ પરિચય થાય છે. પયોધરમાંથી આવતા દૂધને કારણે આ સંબંધ બંધાય છે. પોતાના સિવાયની બીજી વસ્તુ સાથેનો આ તેનો પ્રથમ સામાજિક સંબંધ છે. ભવિષ્યમાં બંધાનાર બીજા સામાજિક સંબંધો પર આ પ્રથમ સંબંધની અસર પડ્યા વગર રહેતી નથી. મોંથી બાળકનું શારીરિક, માનસિક અને સામાજિક જીવન શરૂ થાય છે અને એને મળેલા અનુભવ પર તેની પ્રતિભાનો વિકાસ થાય છે.

બાળકનું મોં પયોધરની ડીંટડીનો સ્પર્શ કરે છે ત્યારે ત્યાં ધાવણ ધાવી પોતાનું રક્ષણ કરવાની વૃત્તિ અને પ્રેમ આપવા લેવાની જરૂરિયાત એવી બે મહા પ્રેરણાઓનો સંગમ થાય છે. ધાવણથી બાળકને સંતોષ મળે છે તો તેને પયોધર પ્રત્યે પ્રેમ થઇ આવે છે. એની મા સાથે એકતાનો અનુભવ કરે છે. તેમાંથી વાસ્તવિકતાની સમજ તેનામાં ખીલી ઊઠે છે અને તેનામાં રહેલી સર્જક શક્તિ પ્રવૃત્ત થાય છે.

સ્પર્શસુખ:

ધાવણ ધાવતી વખતે પયોધરની ડીંટડીનો બાળકના હોઠની નરમ તથા સુંવાળી ચામડી સાથે સ્પર્શ થવાથી તેને સ્પર્શસુખનો

અનુભવ થાય છે. આ સુખ એને એટલું બધું આહ્લાદક લાગે છે કે જેને કારણે ભૂખ ન લાગી હોય તો પણ તે વારંવાર ધાવવાની ઇચ્છા કરે છે.

સ્પર્શથી મેળવેલા શારીરિક સુખને આપણે કામવૃત્તિને સંતોષવા મેળવેલું સુખ કહીએ છીએ. ધાવવાની ક્રિયા કરતાં મોંની અંદરની પાતળી તેજદાર ચામડીમાં માના પયોધરની ડીંટડીના સ્પર્શથી જે ઉત્તેજના થાય છે, જે સુખ મળે છે તેમાં તેની કામવૃત્તિનો સંતોષ છે. માણસમાં જન્મથી આવતા કામ આવેગનું આ પ્રથમ વ્યકતવ્ય છે.

આક્રમક વૃત્તિ :

બાળકમાં જેમ જન્મથી કામવૃત્તિ આવે છે તેમ ક્રોધ, તિરસ્કાર, ઈર્ષા, વેર કરાવનાર આક્રમક વૃત્તિઓ પણ તેનામાં આવે છે. આમ કામ અને ક્રોધ બન્ને તેનામાં હોવાથી જ્યારે જ્યારે કામવૃત્તિ અતૃપ્ત રહે છે ત્યારે તેનો ક્રોધ જાગી ઊઠે છે.

ધાવણ એને સંતોષ આપવાને બદલે અતૃપ્ત રાખે છે ત્યારે તરત જ પયોધર પર ગુસ્સે થઈ તેને બચકાં ભરી ખાઇ જવાની વૃત્તિ એને થઇ આવે છે. આથી તો કેટલાંક બાળકો ધાવતી વખતે પયોધરને બચકાં ભરે છે

સારાં અને ખરાબ પયોધર :

માના પયોધર એને તૃપ્ત રાખે છે તો તે "સારાં" છે અને અતૃપ્ત રાખે છે તો તે "ખરાબ" છે તેવી લાગણી બાળક અનુભવે છે.

"સારાં" અને "ખરાબ" પયોધરની લાગણીનો જે અનુભવ બાળકને થાય છે તે તેના જીવનમાંથી કદી ભૂંસાતો નથી. એના માનસિક બંધારણ પર એની અસર હંમેશ માટે ટકી રહે છે. સુખ સંતોષ અને શાન્તિ આપનાર "સારાં" પયોધર એ જાતની એના મન પર થતી અસર, ધાવણ છોડી દીધા પછી પણ જીવનભર ટકે છે. આને કારણે તે જીવનમાં આશાવાદી બને છે. જીવનમાં એવું કંઈક છે જે તેને સુખ સંતોષ આપે છે તેવી માન્યતા બંધાઈ જાય છે. દરેક ચીજમાં કંઈક સારું એને દેખાય છે.

"ખરાબ" પયોધર, અતૃપ્ત રાખનાર પયોધર, વિનાશનું સ્વરૂપ લે છે. આથી તે વારંવાર વિનાકારણ ગુસ્સે થઈ જાય છે અને કંઈક તેને હંમેશ દુઃખી રાખે છે તેવું માને છે. સ્વભાવે નિરાશાવાદી બની જાય છે. દરેક વ્યકિત, દરેક વસ્તુ તેનો વિરોધ કરે છે તેવી લાગણી તેને વારંવાર થઈ આવે છે.

પયોધર સાથેના "સારા" કે "ખરાબ" સંબંધ પર બાળકની પ્રતિભાનો વિકાસ થાય છે. જે બાળક શરૂઆતમાં એકલા પયોધરને ઓળખતું હોય છે તે થોડું મોટું થતાં જ્યારે "આખી" માને પિછાણતું થઈ જાય છે ત્યારે પયોધર તરફનો પ્રેમ કે તિરસ્કાર તેની મા તરફ વળે છે. મા પ્રત્યેનો પ્રેમ કે તિરસ્કાર મોટી ઉંમરે આખા સમાજ પર વળે છે.

તરંગ :

નાનું બાળક જુદા જુદા તરંગો કરે છે. બાળક વિચાર કરતું થાય તે પહેલાંની, મનની સૌથી પહેલી આ માનસિક ક્રિયા છે. લગભગ જન્મથી જ બાળકના મનમાં તરંગો ઊઠે છે. એની બાહ્ય પરિસ્થિતિમાં જે કાંઈ બને છે તેનો તે તરંગથી જવાબ વાળે

છે. અસુખ આપતા પ્રોત્સાહન (Stimulus) સામે ક્રોધભર્યા વિનાશ કરવાના તરંગો અને સુખ આપતા પ્રોત્સાહન સામે પ્રેમભર્યા સર્જન કરવાના તરંગો તેના મનમાં ઊઠે છે.

ધાવવાની ક્રિયા કરતાં હૂંફાળા દૂધનું ઝરણ ગળામાં થઈ અન્નનળી મારફતે વહી જઠરને ભરી દે છે ત્યારે બાળકને ખૂબ મઝા આવે છે. પયોધર તેને પ્રેમથી ભરી દે છે તેવો અનુભવ એને થાય છે.

પયોધર બાળકને જો અતૃપ્ત રાખે છે તો તે પયોધર એને તિરસ્કારે છે, અને એનો નાશ કરશે તેવો ભય એને લાગે છે. અને તેથી તેના તરંગોમાં વિનાશક પયોધરનો નાશ કરવાની વૃત્તિ એ વ્યકત કરે છે.

મોટું થતાં બાળક, દરેક દરેક સુખદ પ્રસંગને તૃપ્તિ આપનાર અને દુખદ પ્રસંગને અતૃપ્ત રાખનાર પયોધર (મા) સાથે સરખાવે છે. આવી રીતે મનની અંદર બંધાયેલાં વલણની અસર બહારની પરિસ્થિતિ પર થાય છે.

આમ મનની અંદર તૃપ્તિ આપનાર પયોધરને કારણે કલ્યાણકારી વર્તુળ અને દુખ-કષ્ટ આપનાર, અતૃપ્ત રાખતાં પયોધરને કારણે અનિષ્ટ વર્તુળ બંધાય છે. કલ્યાણકારી વર્તુળને જોરદાર બનાવવા માટે બાળક ભય ન પામે, બાળકમાં તિરસ્કાર ન થઇ આવે, તેવી રીતે તેની સાથે વર્તવું જોઇએ. કલ્યાણકારી વર્તુળની અસર બાળકના બૌદ્ધિક તેમજ ભાવાત્મક, ઉત્તરોત્તર થતા વિકાસ પર આપણે જાણી શકીએ તેના કરતાં ઘણી જ વધારે થાય છે.

માતાનાં પયોધર બાળકને જો અસુખ આપે છે તો જન્મથી તેનામાં આવેલી આક્રમકવૃત્તિને કારણે સહજપણે પયોધરને ધિક્કારતું

થઇ જાય છે. સમય જતાં એની અસર એની મા સાથેના એના સંબંધ પર પડે છે. ખોરાક આપનાર મા પ્રત્યે ચાહના રાખવાની ઇચ્છા હોવા છતાં એના પ્રત્યે તિરસ્કાર રાખવો બાળકને ગમતું નથી. પરંતુ પ્રેમ કરતાં તિરસ્કાર વધુ બળવાન હોય છે અને તેને કાબુમાં રાખવા જેટલી શક્તિ તેનામાં હોતી નથી તેથી બચકાં ભરી ખાઇ જવાના, પોતાના પ્રેમપાત્રનો પોતે જ સંહાર કરવાના, તરંગો કરવા માટે એને દિલમાં ડંખ લાગે છે. આથી કેટલાંક બાળકો ધાવતાં ધાવતાં ઊંઘી જાય છે કે ધાવવાનું બંધ કરી દે છે.

માને (પયોધરને) વિનાશમાંથી બચાવવા પોતે જ ધાવવાનું છોડી દે છે. કેટલીક મા બાળક આપોઆપ ધાવણ છોડી દે છે ત્યારે બહુ રાજી થઈ છોકરાનાં વખાણ કરે છે. એને ક્યાં ખબર છે બાળકના દિલના ઊંડાણમાં શું થઇ રહ્યું છે? કેટલાંક બાળક શરૂઆતના થોડા દિવસો ધાવે છે ને પછી એકાએક ધાવણ છોડી દે છે. એને ધવડાવવા મા લાલચો આપે છે પણ બાળક માનતું નથી. ડીંટડી મોંમાં મુકતાં જ કાઢી નાખે છે અથવા દૂધની બકારી કરી નાખે છે દૂધ પણ પયોધરમાંથી આવે છે એટલે દૂધ પીવું એ એક દુષ્કૃત્ય છે એમ તેને લાગે છે. કેટલાક મોટા માણસોને દૂધ ભાવતું નથી તેનું આ એક મહત્વનું કારણ છે.

અતૃપ્તિની પરિસ્થિતિમાં જો ફેરફાર આણવામાં ન આવે તો બાળક રસહીન બની જાય છે. તેને જરાજરામાં કંટાળો આવી જાય છે. પ્રેમ આપવાની શકિત તેનામાં ખીલતી નથી.

**આંતરગ્રહણની ક્રિયા :**

જેમ બાળક માતાના પયોધરમાંથી વહી આવતું દૂધ પોતાની અંદર લે છે તેવી રીતે માનસિકપણે તૃપ્તિ આપનાર સારાં કે

અતૃપ્ત રાખનાર ખરાબ પયોધરને તરંગો દ્વારા પોતાની અંદર ઉતારે છે. આ જાતની માનસિક ક્રિયાને આંતરગ્રહણની (Introjection) ક્રિયા તરીકે ઓળખવામાં આવે છે. ધીમે ધીમે જેમ જેમ બાળક મોટું થતું જાય છે તેમ તેમ પદાર્થો વિષેની તેની ઓળખ વધતી જાય છે અને જે જે પદાર્થો તેમ જ વ્યક્તિઓના પરિચયમાં આવે છે તેમનું આંતરગ્રહણ કરે છે.

આંતરગ્રહણની ક્રિયા અજ્ઞાતપણે થતી હોવાથી બાળકને તે વિષેની કશી જાણ હોતી નથી. જે પ્રકારનો મા એને અનુભવ કરાવે છે તેવી મા આંતરગ્રહિત થાય છે. અંદર ગયેલી મા પ્રત્યે જો એને પ્રેમ થઇ આવેલો હોય છે તો આખા જીવન પર્યંત તેને કશાની અછત લાગતી નથી. તેનામાં આત્મવિશ્વાસ અને શ્રદ્ધા આવે છે તે સ્વભાવે માયાળુ બને છે. મા પ્રત્યે ગુસ્સો થતો હોય, તિરસ્કાર થઇ આવતો હોય તો આંતરગ્રહિત થયેલી મા એને વારંવાર બેચેન બનાવી મૂકે છે. આથી બીજાઓમાં એને વિશ્વાસ આવતો નથી અને તેઓ તેના વિરોધી છે તેવું લાગ્યા કરે છે. આવું બાળક મોટી ઉમરે અંદરથી બેચેન રહ્યા કરે છે. અણઇચ્છયો મામુલી પ્રસંગ એની સમસ્ત સલામતી તોડી નાખશે તેવો અતિશયોક્તિભર્યો ભય એની મરજી વિરુદ્ધ તેને લાગ્યા કરે છે.

ઉછેર કરનાર માબાપમાં અમુક સારૂં અને અમુક ખરાબ તેવા ખ્યાલ જડ થઇ ગયેલા હોય છે. જ્યારે બાળકને તે વિષેની જરાયે ખબર હોતી નથી. તેથી તૃપ્તિ માટે બાળક કોઈ વર્તન કરે તો તેને તેમ કરતાં એના વડીલો રોકે છે. એમની સામે થઈ સંતોષ મેળવી લેવા જેટલી શક્તિ તેનામાં ન હોવાથી તેને નિરૂપાય બની માનભંગ સહન કરવો પડે છે. આ પ્રમાણે વારંવાર બને તો જે પર તેનો હક્ક છે તે તેની પાસેથી છીનવી લેવામાં આવે છે તેવો

ખ્યાલ તેનામાં બંધાઈ જાય છે. જે તેનું છે તે જતું રહેશે તેવો ભય તેનામાં ઘર કરી બેસે છે.

ધાવણ છોડાવવું :

બાળકને ધાવવાની ઈચ્છા થાય અને પયોધર ન મળે ત્યારે તે ખોવાઈ ગયાં છે તેવો ભય તેને લાગે છે. આપણી કોઇ વસ્તુ ખોવાઇ જાય ત્યારે જેવો ધ્રાસ્કો પડે છે તેવું તેને થઈ આવે છે.

"પયોધર ખોવાઈ જશે" તેવી બીક તેનામાં ઊભી થાય છે તેથી તે સતત માની પાસે રહેવા માંગે છે અને એની મા એને ચાહે છે તેવી ખાત્રી તેને વારંવાર કરવી પડે છે. આથી ધાવણ છોડાવવાનો જ્યારે પ્રસંગ આવે છે ત્યારે બાળકની ચિંતા વધી પડે છે. બાળકના જીવનમાં આ ઘણી મોટી કટોકટીનો પ્રસંગ છે. જેના વગર એને ચાલતું નથી, જેની મારફતે એ પોતાનું સર્વસુખ મેળવે છે એ જતું રહેશે તે વિષે તેનામાં અતિશય ભય જાગે છે. આથી જ્યારે તેને પયોધરથી વિખૂટું પાડવામાં આવે છે ત્યારે તેને પારાવાર દુઃખ થઈ આવે છે. ધાવણ છોડાવવા માર મારવામાં આવે, મરચાં લગાડવામા આવે, કડવી દવા લગાડવામાં આવે તો પણ એ પયોધરને મૂકી દેવા તૈયાર થતું નથી. ભૂખ્યા રહીને, ચિડાઇને, રડીને તે ચીટકી રહેવા માગે છે. તેમ છતાં ય જ્યારે તેને એનાં પયોધર મળતાં નથી ત્યારે હતાશ થઈ પાછાં મળશે કે નહિ તેની ચિંતામાં પડી જાય છે.

બાળકના પોતાનામાં જ ધાવણ છોડવાની શકિત હોય છે. અતૃપ્ત ન રહે તેવી રીતે જે મા ધાવણ આપે છે તેનું બાળક જ્યારે તે પ્રવાહી પી શકે કે ઢીલા પદાર્થો ખાઈ શકે તેમ જ પચાવી શકે તેવી સ્થિતિમાં આવે છે ત્યારે તેને ધાવણ છોડવામાં મુશ્કેલી આવતી નથી.

ધાવવું બાળક કદી સતત ધાવ્યા કરતું નથી. અમુક અમુક અંતરે ધાવે છે. આ ક્રિયા તેને ધાવણ છોડાવવા તરફ લઈ જાય છે. બાળક અતૃપ્ત રહે અને તૃપ્તિ માટેની તેની ઝંખના વધ્યા કરે ત્યારે જ તેને પયોધરથી વિખુટા પડવું ગમતું નથી. જેમ જેમ અસંતોષ વધારે તેમ તેમ સંતોષ મેળવવાની વૃત્તિ પ્રબળ બને છે

આ નિયમ પ્રમાણે માણસનું મન વર્તે છે. સીધી રીતે સંતોષ મળતો નથી ત્યારે મન આડકતરી રીતે સંતોષ મેળવવા મથે છે. આમ કરી તે પીડાકારી અસંતોષમાંથી છૂટકારો મેળવે છે. બીડી પીવી, પાન ખાવું, સોપારી ચાવવી અથવા મોંમાં કંઇ ને કંઈ રાખી મમરાવ્યા કરવું, તે બધા અતૃપ્ત રહી ગયેલી ધાવણની ઈચ્છા સંતોષવા માટેનો જુદા જુદા પ્રકાર છે. આથી ધાવણ છોડાવવાનો સમય બહુ જ અગત્યનો પ્રસંગ છે. તે વખતે મા અને બાળક વચ્ચે જે ઘર્ષણ જામે છે તેને અટકાવવું ખૂબ જરૂરી છે. માએ સમજવું જોઇએ કે જે પયોધર પર બાળકને ખૂબ પ્રેમ છે, એમને તજવાં પડે તે એને માટે અત્યંત પીડાકારી પ્રસંગ છે. આથી ધાવણ એવી રીતે છોડાવવું જોઇએ કે જેથી એને પયોધરની ખોટ સાલે નહિ.

સાચી રીતે કહીએ તો ધાવણ છોડાવવાની તૈયારી માના પોતાના મનમાં સૌથી પહેલી થવી જોઇએ. એક દિવસ બાળકને ધાવણ છોડવાનું જ છે તેવો ખ્યાલ માના મનમાં બાળક ધાવવાનું શરૂ કરે ત્યારથી જ આવવો જોઈએ. બાળકને ધાવવામાં જેવી મઝા આવે છે તેવી જ એને ધવડાવવામાં માને આવે છે. પોતાની મઝા મેળવવાની આ વૃત્તિમાં ખેંચાઈ જઇ કેટલીક મા બાળકને તાંત્રામાં તાંત્રો વખત ધવડાવ્યા કરે છે. કેટલીક મા વર્ષો સુધી ધવડાવ્યા કરે છે. આથી ધાવણ છોડાવવાનો પ્રસંગ બાળકની જેમ માને પણ આકરો થઇ પડે છે. આવાં કારણોએ માએ પોતે ધાવણ છોડાવવાનું

 

છે તેની પોતાના મનમાં તૈયારી કરવી જોઇએ.

બાળકના મોંમાં પયોધરની ડીંટડી કેવી રીતે મૂકવી તેની આવડત માતામાં ન હોય અને ગમે તેમ મૂકે છે તો શરૂઆતથી જ મા અને બાળક વચ્ચેનો સંબંધ બગડી જાય છે. ડીંટડી મૂકવાની ક્રિયા બહુ જ ધીરજ અને પ્રેમથી થવી જોઇએ. તેમ થાય તો બાળક સારું ધાવનાર બને છે. ડીંટડી જેમ તેમ બાળકના મોંમાં ધકેલી દેવામાં આવે છે તો તેનામાં પોતાની મા માટે મમતા બંધાતી નથી અને ધાવણમાંથી એનો રસ જતો રહે છે. આ કારણે બાળક ધાવવાનું બંધ કરી દે છે ત્યારે બાળકમાં કોઇ ખામી છે એવો આરોપ તેની પર મૂકવામાં આવે છે.

માની ધીરજ, માનો પ્રેમ, અને માની સમજ આ ત્રણે ગુણ એવા છે કે જેને ભણતર સાથે કશો સંબંધ નથી. આ ત્રણે ગુણની અસર બાળકના અજ્ઞાત મન પર પડે છે.

ધાવણ છોડાવવાની ક્રિયા આસ્તે આસ્તે ધીરજપૂર્વક અને ખૂબ જ નમ્રતાથી કરવી જોઇએ. ધારો કે નવમા મહિને બાળકનું સંપૂર્ણ ધાવણ છોડાવવું છે તો પાંચમા કે છઠ્ઠા મહિનાથી શરૂઆત કરવી જોઇએ. દિવસમાં એક વખત ધાવણને બદલે શીશી મારફતે દૂધ આપવાનું શરૂ કરી ત્યાર પછીના દર મહિને એક એકના પ્રમાણમાં વધારો કરતા જવું. સાથે સાથે બીજો યોગ્ય ખોરાક પણ દાખલ કરવો. બાળક એનાથી ટેવાઇ જાય ત્યારે પ્યાલામાંથી દૂધ પીવડાવી શીશી છોડાવવાની શરૂઆત કરવી.

નવા ખોરાક સાથે બાળક ટેવાઇ જાય તેટલો વખત જો ધીરજ અને નમ્રતા રાખવામાં આવશે તો ધાવણ છોડાવવું મુશ્કેલ નહિ લાગે. જે ન ભાવતું હોય તે બાળકને ખવડાવવું નહિ, તેને જે

ભાવતું હોય તે એને જોઇએ તેટલું આપવું. આ ખાવું, તે ન ખાવું, આમ ખાવું, તેમ ન ખાવું, આમ બેસ, તેમ ન બેસ વગેરે નિયમો પળાવવાની જરૂર નથી.

માતા જ્યારે ધાવણ આપી શકતી નથી ત્યારે પયોધરનું સ્થાન શીશી લે છે. કેટલેક અંશે પયોધર જેવો સંતોષ બાળકને શીશીમાંથી મળતા દૂધ મારફતે મળે છે.

બાળકને પયોધર દ્વારા કે શીશી દ્વારા દૂધ આપવામાં આવે છે એ મહત્વનું નથી પરંતુ બાળકને દૂધ મેળવવાની ક્રિયા કરતાં સુખ સંતોષ મળે છે કે નહિ તે અગત્યનું છે. બાળકનો માનસિક તથા બૌદ્ધિક વિકાસનો આધાર એને થયેલા સુખ કે અસુખના અનુભવ પર છે.

જેના પર એનો આધાર છે તેઓને ખુશ કરવાની ઇચ્છા બાળકમાં જાગે છે. આને કારણે માબાપ જે ઇચ્છે તે એ તરત જ કરવા મંડે છે. આવાં બાળકોને ધાવણ છોડાવવામાં માને કશી મુશ્કેલી નડતી નથી. આમ ઉપર ઉપરથી બધું જ સારું દેખાય છે જ્યારે તેના અંદરના મનમાં ઘર્ષણ ચાલતું હોય છે. જેના પર આધાર છે તેને ખુશ કરવાની ઇચ્છા ધાવણ છોડાવતી વખતે જોવા મળે છે. અંદર ચાલતા ઘર્ષણ સામે પોતે ટકી શકે તેમ ન હોવાથી તેને ભૂલામણીમાં મૂકી દેવા માટે આવી યોજના બાળકનું મન ઘડે છે.

આવાં બાળકો મનોભંગ સહન કરી શકતાં નથી. આમાંના કેટલાંક મોટી ઉંમરે હવામાનમાં પણ ફેરફાર થાય તો કુદરતે તેમને પીડવા માટે તેમ કર્યું છે એવું વલણ બતાવે છે. જ્યારે કેટલાંક જે માગે તે તરત જ ન મળે તો મોઢું ફેરવીને બેસે છે. આવાં

આવા વલણો તેઓમા બંધાતા હોવાથી જ્યારે જ્યારે કોઈ કારણે મનભંગ થાય ત્યારે તરત જ બીજાઓએ એમના વિષે માન્યું નહિ હોય તેવુ વર્તન કરી બેસે છે.

બહારથી બીજાઓને ખુશ રાખવાનુ વર્તન કરતાં હોવા છતા મનોભંગ થતા તેમનાં મનના ઊંડાણમા ઘર્ષણ શરૂ થઈ જાય છે. સફળ ધાવણછુટ્ટીમાં બાળક નવા ખોરાકથી ટેવાઈ જાય છે એટલું જ નહિ પણ તે પોતે પોતાની અંદર ઊભા થતા ઘર્ષણોને દૂર કરવા પ્રયાસ કરે છે. આમ થાય તો થઈ આવતા મનોભંગને સહન કરવાની તાકાત તેમનામા આવે છે.

ધાવણ છોડવું એટલે માતાના પયોધરને ધાવતુ બંધ થવું એટલું જ નહિ પણ ધાવવા માટેની ઇચ્છા (બીજાને આધારે જીવવાની વૃત્તિ) ન થવી જોઇએ. આમ થાય તો જ ધાવણને સ્થાને આવતી બીજી વસ્તુઓ – ટેવો – થી તે છૂટી શકે છે.

ધાવણ કેવી રીતે આપવું :

બાળકને ધાવણ કેવી રીતે આપવામા આવે છે તે પર તેની ભૂખનો આધાર છે. જન્મ પછી તેની ખાલી હોજરીમા તેને ભૂખની પીડા થાય છે. જન્મ વખતે થયેલી પહેલી પીડા પછીનો પીડાનો તેને થતો આ બીજો અનુભવ છે

ભૂખને કારણે જઠરમા ઊઠતા વમળો તેમા કંઈક આવતા શાંત પડે છે. બાહ્ય જગતમાથી મેળવેલો આનંદનો આ તેનો પહેલો અનુભવ છે. તેથી ખાવાનો વિચાર, ખાવાની ક્રિયા તેને સુખદ લાગે છે.

મનુષ્ય બાળકમા પોતાની જાતે પોતાને માટેનો ખોરાક મેળવી લેવાની શક્તિ ન હોવાથી તેને ભૂખ લાગે ત્યારે રડીને

બીજાનું ધ્યાન ખેંચે છે. આમ તેનામાં ભૂખ લાગે ત્યારે રડવાની આવડત આવેલી હોય છે. આથી બાળકની રડવાની ક્રિયા તરફ બેદરકારી બતાવવામાં આવે છે તો તેની અસર એની ભૂખ પર થાય છે.

ભૂખ લાગે ત્યારે રડવાની આવડત ઉપરાંત તેનામાં ધાવવાની અને ગળે ઉતારવાની શક્તિઓ આવે છે. ત્યાર પછી ટૂંક સમયમાં સ્પર્શ, સ્વાદ તેમજ વાસ એ ત્રણે ઓળખવાની શક્તિ તે આંખથી જોતું થાય તે પહેલાં તેનામાં ખીલે છે. લગભગ ત્રણ મહિનાનું થાય ત્યાર પછી તેની આંખો સ્થિર પણે જોઇ, બીજાઓને ઓળખી શકે છે.

(૧) બાળકને આરામ મળે તેવી રીતે ખોળામાં સુવાડી તેને ધવડાવવું જોઇએ. સૂતાં સૂતાં ધવડાવવાથી દૂધનો એકધારો પ્રવાહ આવતો નથી તેથી બાળક બેચેન બની જાય છે, રડ્યા કરે છે અને ધાવવાની ના પાડે છે. ધાવવામાંથી તેનો રસ જતો રહે છે. આવા માણસો મોટી ઉંમરે ખાવા માટે ખાય છે. ખોરાકમાં તેમને રસ પડતો નથી.

(૨) બાળકને જ્યારે ધાવણથી પૂરેપૂરો સંતોષ મળી રહે છે ત્યારે તે આપોઆપ અંદરથી બસ કહે છે. એ જ વખતે મા તેને ધવડાવવાનું બંધ કરે તો બાળકની ભૂખ વધારે ઊઘડે છે. બાળકમાં એવી અજબ શક્તિ છે કે જેથી તે પોતે જ સમજી જઇ વધારે ન ખાવાનો નિર્ણય કરી લે છે.

કેટલીક મા એમ જ માની બેસે છે કે બાળક વધારે પડતું ધાવે છે તેથી તેને સંતોષ થાય તે પહેલાં ધાવવાનું બંધ કરાવી દે છે. અતૃપ્ત બાળક તૃપ્તિ માટે વલખાં મારે છે. આથી

તે અકરાંતિયું બની જાય છે. આખો વખત ખાધા જ કરે છે. લોભ એ જ એનો સંતોષ છે.

(૩) ધાવણની બાબતમાં કોઈપણ નિયમને સખતપણે પકડી રાખવો ઠીક નથી. એક અને બીજા ધાવણ વચ્ચેનું અંતર બાળક કેટલી ભૂખ સહન કરી શકે છે તેના પર ગોઠવાવું જોઇએ.

(૪) ચૂસવા માટે અપાતી ટોટીમાંથી બાળકને દૂધ મળતું નથી તેથી તેનામાં ઊભો થતો અસંતોષ તેને માટે મોટો માનસિક ગેરલાભ છે.

(૫) નાનું બાળક અંગૂઠો મોંમાં મૂકે ત્યારે તે ખેંચી લેવો નહિ. જો તેમ કરવામાં આવે છે તો બાળક ગુસ્સે થઇ અંગૂઠો ચૂસવાની જીદમાં ફસાઇ જાય છે.

જે બાળકને અંગૂઠો ચૂસવા માટે નિંદવામાં આવે છે, શિક્ષા કરવામાં આવે છે, તે બાળક સ્પર્શસુખમાં વધુ રસ લેતું થઇ જાય છે. અંગૂઠો ચૂસવાનું બળજબરીથી બંધ કરાવતાં બાળક એના લિંગ સાથે હાથથી રમતું થઈ જાય છે.

બાળક અંગૂઠો ચૂસવાનું શરૂ કરે ત્યારે કશી જ ધમકી આપ્યા વગર કે અંગૂઠો ખેંચી લીધા વગર કે એવું જ કોઇ દબાણ લાવ્યા વગર તેનો હાથ તેને ગમે તેવી રમતમાં સહજપણે રોકી લેવાથી અને તેના મોંને સંતોષ મળે તેવું એને ભાવતું ખવડાવવાથી તેને અંગૂઠો ચૂસવાની થઇ આવેલી વૃત્તિ ચાલી જાય છે.

નિરંકુશ અંગૂઠો કે ટોટી ચૂસવા દેવાથી, તેમાંથી મળતી મઝાને પકડી રાખવાનું જક્કી વલણ બાળકમાં બંધાઇ જાય છે જે તેના ભાવાત્મક વિકાસમાં આડે આવે છે.

અંગૂઠો ચૂસવાનું, ધાવણ છોડવામાં બાળકને મદદ કરે છે તેથી શરૂઆતથી જ, અંગૂઠો ચૂસવાનું એકદમ છોડાવી દેવાને બદલે ધીમે ધીમે તેનું મન બીજે વાળી દેવું બળજબરી વાપરવાથી એના મન પર ખરાબ અસર થાય છે મોગા થયેલા બાળકને અંગૂઠો ચૂસવાનું છોડી દેવું હોય છે પરંતુ તેમ થઈ શકતું નથી ત્યારે તેનામાંથી આત્મવિશ્વાસ જતો રહે છે આવી સ્થિતિ આવી ન પડે તે માટે મા બાપે શરૂઆતથી જ કાળજી લેવી જરૂરી છે

(૬) લાંબો વખત એક મામટું ધવડાવ્યા કરવામાં આવે તો તેની અસર બાળકની બોલી પર થાય છે જે શબ્દો બાળક બોલવા ઇચ્છે છે તે અંદર દબાઇ જાય છે વધુ પડતો અંગૂઠો ચૂસવાથી પણ આવી અસર થાય છે

(૭) અંગૂઠો ચૂસવાની ટેવમાં ફસાઈ ગયેલું બાળક, તેને તે ટેવમાંથી છોડવવા માટેની બળજબરી કરનારાઓથી ગભરાય છે આવું બાળક લિંગ સાથે રમત કરતું થઈ જાય છે જ્યારે આવું જોવા મળે ત્યારે એમ ચોક્સ માનવું કે એના ઘરના વાતાવરણમાં એવું કઇંક છે જેથી એ ગભરાયા કરે છે

બાળકના લૈંગિક વર્તનો તરફ માએ ખૂબ મૈત્રીભર્યું વલણ રાખવું જરૂરી છે એના વર્તન તરફ ઘૃણા બતાવવાથી કે એની પર ગુસ્સે થઈ કડક બનવાથી બાળકનું માનભંગ થાય છે આ વસ્તુ તેને નુકસાન કરે છે

કેટલીક મા બાળક સાથે લૈંગિક છૂટ લે છે, એને નવડાવતા, એનું શરીર લૂછતા એવી રીતે વર્તે છે કે જેથી બન્નેની કામવૃત્તિ ઉશ્કેરાઈ જાય છે માના શરીર સાથે બાળક રમતું

હોય તો, એને પોતાને મળતી મઝાને કારણે બાળકને તેમ કરવા ઉત્તેજન આપે છે. આવા કારણોએ બાળકના વિકાસમાર્ગમાં નાની મોટી મુશ્કેલીઓ ઊભી થાય છે. આનો અર્થ એવો નહિ કે માએ પોતાનું વહાલ બાળક પર ન ઢોળવું. ચૂમી કરવી, પંપાળવું, ખોળામાં સુવાડવું આ બધું એને જરૂરી છે અને તેના ભલા માટે છે. માનો પ્રેમ, માનું ગીત, માનો સ્પર્શ, માનું સ્મિત, માની ચૂમી આ બધા સુખદ અનુભવ તેના અજ્ઞાત મનમાં પડ્યા પડ્યા તેને રોમાંચિત બનાવે છે. જીવનભર તેને ખુશી રાખે છે.

માનું ભાવાત્મક વલણ :

દૂધના ઝરણનો આધાર માની શારીરિક અથવા માનસિક અવસ્થા પર હોય છે. બાળકને તૃપ્ત કરે તેવું ધાવણ આપવું હોય તો પયોધરમાં દૂધ જોઇએ અને મનમાં આનંદ જોઇએ. શારીરિક તંદુરસ્તીને કારણે દૂધ આવતું હોય તેવી સ્ત્રીઓના મન પર કોઈ કારણે ચિંતા ઘેરાઈ જાય કે ગુસ્સામાં ઉશ્કેરાઈ જાય ત્યારે થોડા કલાક માટે પણ દૂધ આવતું અટકી જાય છે. આમ માનસિક અવસ્થાની અસર ધાવણના ઝરણ પર થાય છે. કૌટુંબિક કલહને કારણે પણ આવું થાય છે.

કેટલીક માને ધાવણ આપવામાં આનંદ આવતો નથી. દૂધ આવતું હોય તો પણ ધવડાવવું તેને બોજારૂપ લાગે છે.

કેટલીક સ્ત્રીઓ, બાળકને ધવડાવવું જોઇએ માટે ધવડાવે છે. આ બધા પાછળ, મા જ્યારે બાળક હતી ત્યારે તેના મન પર જે અસર પડેલી તે પોતાના બાળકને ધવડાવતી વખતે ક્રિયાત્મક બને છે.

## ૧૭

### "ગુદાની અવસ્થા"
### બાળવિકાસની બીજી અવસ્થા : વિહાર

બાળકના વિકાસક્રમમાં ધાવણની અવસ્થા (આહાર) પછી જે બીજી અવસ્થા આવે છે તેને ગુદાની અવસ્થા (anal stage) કહેવામાં આવે છે.

સામાન્ય રીતે ધાવણની અવસ્થા પર આપણે વધુ ભાર મૂકીએ છીએ અને તેનો સ્વીકાર કરવામાં મુશ્કેલી પડતી નથી. પરંતુ ગુદાની અવસ્થા ધાવણની અવસ્થા જેટલી જ અગત્યની છે.

ગુદાની અવસ્થામાં જીવન-શક્તિનો પ્રવેશ થતાં (લગભગ બીજા વર્ષમાં) ગુદાના સ્નાયુઓની ક્રિયા બાળકને આનંદ આપે છે. આ તેનો અનુભવ છે.

મળ કાઢવામાં જે આનંદ બાળકને આવે છે તે એના ચહેરા પરથી મા-બાપ જોઇ શકે છે.બાળકનો ચહેરો જોઇ કેટલીક મા તો બાળકને ઝાડો કરવો છે એ વાત જાણી જાય છે. મળ કાઢતાં બાળકનો ચહેરો લાલ થઇ જાય છે, લોહી ગાલ પર

ધસી આવે છે અને એના આખા શરીરમાં આનંદ પ્રસરી ગયો હોય તેવું દેખાય છે.

શરૂઆતના મહિનાઓમાં, ધાવણની અવસ્થામાં, જે મળે છે તેનો બાળક સ્વીકાર કરે છે અને ખાય છે, પરંતુ ગુદાની અવસ્થામાં દાખલ થયા પછી "આપવાનો" તેને ખ્યાલ આવે છે.

મળને પોતે ઉત્પન્ન કરેલો પદાર્થ છે એવું બાળક માને છે. એને પોતાનો એક ભાગ ગણે છે. તેથી મળને અંગે તેના પર દબાણ કરવામાં આવે છે, (૧) જ્યાં ત્યાં ચરકી ન જવાનું અને (૨) નિયમસર મળ કાઢવાનું ફરમાન કરવામાં આવે છે, ત્યારે બાળક ગૂંચવાઈ જાય છે. "આપવાનો" નવો દાખલ થયેલો ખ્યાલ રૂંધાઈ જાય છે. આપવાના બદલે, નહિ આપવાના નિર્ણય પર તે આવે છે. આપવા જતાં, બહાર કાઢવા જતાં તે ગભરાય છે. આથી તો ઘણા માણસો બીજાની હાજરીમાં શૌચ કરી શકતા નથી, વિચાર વ્યકત કરી શકતા નથી, ખાઈ શકતા નથી કે કોઈ કામ કરી શકતા નથી.

જે બાળકને મળમુત્રની બાબતમાં કોઈ પણ જાતની સખતાઈ વાપર્યા વગર તાલીમ આપવામાં આવી હોય છે તે બાળક શારીરિક સ્વચ્છતાની બાબતમાં ચીવટવાળું બને છે. એની ફરજ તે પ્રમાણિકપણે બજાવે છે અને વિશ્વાસપાત્ર હોય છે. એના જીવનમાં વ્યવસ્થા આવે છે.

આનંદ આપતી મળ કાઢવાની ક્રિયામાં દખલગીરી થતાં, જમતી વખતે થુંકવું, મોંમાં પાણી ભરી ફુવારો ઉડાડવો, આવેલો ખોરાક જીભ પર રાખી બહાર બતાવવો, નાકમાં આંગળાં ઘાલવાં એવી એવી ક્રિયાઓ કરવાનું બાળક શરૂ કરે છે.

સ્વચ્છતાની ટેવ પાડવા માટે બાળક ચીઢાઇ જાય તેટલી હદે જઈ મા-બાપ બળજબરી વાપરે છે તો તેમની પર થઇ આવતો ગુસ્સો બાળક મળ પર નાખે છે. આવાં બાળકોમાં મળ તરફ ધૃણા થઇ આવે છે. મળ જેવા રંગવાળા, આકારવાળા પદાર્થો જોઇ તેમને ધૃણા થઇ આવે છે. આવા માણસો ઉપર ઉપરથી સ્વચ્છ રહે છે. પાયખાનું સાફ કરતાં તેમને સૂગ આવે છે.

જે બાળકને તેની ઉંમર કરતાં વહેલા એટલે કે ધાવણની અવસ્થામાંથી પસાર થતું હોય ત્યારથી મળમૂત્રની બાબતમાં તાલીમ આપવા માંડી હોય તો તેનામાં અણગમાનું લક્ષણ આવી જાય છે. જુદી જુદી વસ્તુઓ, વ્યક્તિઓ, પ્રત્યે એનો અણગમો ન સમજી શકાય તેવો હોય છે. એના પોતાના અભિપ્રાયો છોડવા એને માટે મુશ્કેલ થઇ પડે છે.

મળમૂત્રની તાલીમ આપતી વખતે જે બાળક પર ધાકધમકી, શિક્ષા વગેરેનો ઉપયોગ થયો હોય, એને પોતાને ગમે ત્યારે મળમૂત્ર કાઢવાની છૂટ ન મળી હોય તો તેનામાં અંદર રોકી રાખવાનું વલણ ઘડાય છે. આ વલણને કારણે માણસ લોભી, જક્કી અને બધી જ બાબતમાં બંધકોષી એટલે કે મુલતવી રાખનાર બની જાય છે.

આ ત્રણે લક્ષણો એવા છે જે એકબીજાથી છૂટાં પાડી શકાય તેમ નથી. જે લોભી છે તે જક્કી હોય છે અને જે જક્કી છે તે આજનું કામ કાલ પર મુલતવી રાખે છે. આવા માણસો ખુલ્લા દિલે વાત કરી શકતાં નથી અને સ્વભાવે છૂપું રાખવાની વૃત્તિવાળા હોય છે.

જ્યારે મળ બહાર નીકળતો હોય ત્યારે તે ગુદાના નાજુક

સ્નાયુઓ તથા ચામડી સાથે ઘસાય છે તેમાંથી બાળકને સ્પર્શ સુખ મળે છે, મઝા આવે છે. આથી ગુદા અને મળ બંનેમાં બાળકને રસ પડે છે. એવે વખતે મળ અંગેની ટેવો પડાવવા માટે એની ઇચ્છાઓ સામે પ્રતિબંધ મુકવામાં આવે તો "તેનો આનંદ છીનવી લેવામાં આવે છે." એવો ખ્યાલ એને ઉશ્કેરી મૂકે છે.

ઉછેરનાર સાથે બાળકને સારો મેળ હોય અને ઉછેરનાર બાળક પર સખતાઇ વાપરે નહિ તો તે બાળક ધીમે ધીમે આત્મસંયમી બને છે. બીજાઓનું કહેવું તેણે માનવું જોઇએ તેવી સમજ તેનામાં આવે છે. ગમે ત્યાં, ગમે ત્યારે મળ કાઢી તૃપ્તિ મેળવવાની વૃત્તિને બદલે મા-બાપની પ્રશંસા મેળવવા તરફ તેનું ધ્યાન ખેંચાય છે. આ જાતની જરૂરિયાતમાંથી તેનામાં સંયમ અને સદ્‌ગુણ માટેની ભૂમિકા ઊભી થાય છે. તે નમ્ર, સ્વચ્છ અને વ્યવસ્થા રાખનારું બને છે.

જ્યારે મા-બાપ બાળકના મળ કાઢવા બાબતમાં વધારે પડતી ડખલગીરી કરે છે ત્યારે તેના વિરોધરૂપે બાળક મળને અંદર રાખી મૂકે છે. બહાર આવતાં અટકાવે છે. આવું બાળક અહંકારી બને છે અને સ્વાર્થી થઈ જાય છે. સામાજિક સંબંધોમાં એનો અહંકાર વારંવાર દેખાઇ આવે છે.

તેનામાં જે મળ ઉત્પન્ન થાય છે તે તેનું પોતાનું સર્જન છે તેથી તેને પોતાનામાં સાચવી રાખવાનો કે બહાર કાઢવાનો અધિકાર છે એવું બાળક ગણે છે. આ કારણે તે મળ એકત્ર કરી રાખે છે અને જ્યારે તેને ખુશ કરવામાં આવે છે ત્યારે જાણે કે બીજાને ભેટ આપતો હોય તેવી રીતે તેને કાઢ છે. સિસોટી વગાડી

બની જાય છે. બૌદ્ધિક ક્રિયાઓમાં એને રસ પડતો નથી અને વારંવાર વિચારવમળમાં ચઢી જાય છે. નાની નાની મુશ્કેલીઓ દૂર કરવા માટે પણ માબાપનો–બીજાઓનો આશરો લેવો પડે છે. ખુલ્લા દિલે વાત કરવાનું એને માટે મુશ્કેલ થઇ પડે છે.

નાની ઉંમરમાં આવી ખાસિયતો ઘડાઇ જતી હોવાથી મોટી ઉંમરે માણસ પોતે ધારે તો પણ પોતાની જાતને મૂળમાંથી પલટી શકતો નથી. આથી આખી જિંદગી સુધી તે ખાસિયતો પાસે એને નિઃસહાય બની રહેવું પડે છે. જે મા-બાપ પોતાના અભિપ્રાય અને પોતાની ચિંતાઓથી ખેંચાઇને બાળક પાસે પોતાને ગમે તેવાં વર્તનોની માગણી કરે છે તેઓ બાળકની અંદર વિકાસ પામતી સ્વાતંત્ર્યની લાગણીને વિચ્છિન્ન કરી નાખે છે. તેથી જીવનપર્યંત તે બંધનની લાગણી અનુભવ્યા કરે છે.

શરીરની કોઈ પણ ક્રિયાને કુદરતે અકસ્માત પર છોડી દીધી નથી. દરેક ક્રિયા પાછળ તેનું નિયંત્રણ હોય છે. આંતરડાં, એને માટે યોજાયેલા નિયમો પ્રમાણે વર્તે છે. અમુક અમુક કલાકને અંતરે નીચેના આંતરડામાં એકઠા થયેલા મળને ધકેલી દેવામાં આવે છે. બાળકને ગમ્મત પડે, આશ્ચર્ય થાય તેવી રીતે તે બહાર આવી પડે છે. મળ બહાર ધકેલાતો હોય ત્યારે બાળકને પોતાને પણ થોડી મહેનત કરવી પડે છે તેથી તે જરા અસ્વસ્થ બની જાય છે. કુદરતની આ યોજના છે. કુદરતની આ ક્રિયા સાથે પોતાની મહેનતથી સહકાર આપવાનું શીખવાનો તેમાં પાઠ છે. મળ નીકળી ગયા પછી તેની અસ્વસ્થતા જતી રહે છે, એને આરામ મળે છે. આથી મળ કાઢવાની ક્રિયા કરવામાં તેને આનંદ આવે છે. જે મા-બાપ બાળકની આ ક્રિયામાં ડખલગીરી કરતા નથી તેવાં બાળકોને શૌચક્રિયા મોટી ઉંમરે બોજારૂપ લાગતી નથી. આવા બાળકનો વિકાસ આપ મેળે થતો જાય છે.

કુદરતી નિયમ પ્રમાણે બાળકનો મળ કઠણ બંધાઈ જતો નથી માના પયોધરના દૂધમા એવા રસાયણો છે જે તેને કઠણ થતા અટકાવે છે આ ઉપરાંત માના દૂધમા એવા પણ રસાયણો છે જે બાળકમા આરામભરી ઊંઘ લાવી શકે છે. આટલા માટે માનું દૂધ બાળક માટે ખૂબ જ આવશ્યક છે.

બહારનો ખોરાક બાળકને આપવાનું શરૂ કરવામા આવે ત્યાર પછી તેનો ઝાડો કઠણ ન થાય તે તરફ મા-બાપે ધ્યાન આપવું જોઇએ આથી યોજનાપૂર્વક એવા ખોરાક એવી રીતે આપવા જોઇએ કે જેથી ઝાડો કઠણ ન થઇ જાય.

મા-બાપ, પોતાની સગવડ ખાતર, બાળકને ગમે છે કે નહિ તેની દરકાર કર્યા વગર, તેઓએ નક્કી કરેલા સમયે, બાળક પાસે શૌચ ક્રિયા કરાવે છે આવી ટેવ પડાવવાથી મા-બાપને ફાવતુ આવે છે પરંતુ બાળકમા હમેશ માટે તેવી ટેવ પડી જાય છે એમ માનવું બરાબર નથી. ખરી રીતે તો એથી ઉલટું બને છે કુદરતી ક્રિયાઓ જે ઘણી જ સારી રીતે પોતાનુ કામ કરે છે તેમા દખલ કરવાથી તે મંદ પડી જાય છે.

શૌચ કરવાની ક્રિયામા લય છે કુદરતની આ બક્ષિસનો ઉપયોગ ન કરવા દેવામા આવે તો તેથી થતા ફાયદા બાળક ગુમાવી બેસે છે. બાળકને તેની ઇચ્છા મુજબ શૌચ કરવા દેવામા નથી આવતુ તો તે કુદરતી રીતે શૌચ કરી શકતું નથી. કુદરતી લય અદૃશ્ય થઇ જાય છે

શૌચ કરવાનો સમય અને તેની સંખ્યા દરેક બાળકમા જુદા જુદા હોય છે. આથી દરેક માએ ધીરજપૂર્વક બાળકનો શૌચ કરવાનો સમય શોધી કાઢી બરાબર તે સમયે શૌચ કરવાની

જગ્યાએ તેને મૂકવામાં આવે તો બાળકમાં શૌચ કરવાના સ્થળ સાથેનો માનસિક સંબંધ બંધાઇ જાય છે. એ સ્થળે શૌચ કરી આનંદ મેળવી શકાય છે તેમ તેને સમજાય છે. માએ તો ફક્ત બાળકમાં શૌચ ક્રિયા કયારે થાય છે તે શોધી કાઢી કુદરતને સહકાર આપવાનો છે. આ સહકારથી સમય જતાં કશું જ ગુમાવ્યા વગર બાળકમાં સારી ટેવ પડે જ છે. તેનામાં આવેલી કુદરતી શક્તિ જતી રહેતી નથી.

પેશાબ :

બાળકના શરીરમાં પાણીનું પ્રમાણ વધારે હોવાથી તે વારંવાર પેશાબ કરી પથારી પલાળી મૂકે છે. ઉંમર અને વજનની સરખામણીમાં બાળક વધારે પ્રમાણમાં વારંવાર પાણી લે છે અને એ પાણી ઘણી જ સહેલાઇથી પેશાબ મારફતે બહાર નીકળે છે કારણ કે બાળકનું પેટ અને પેશાબની કોથળી બન્ને નાના હોય છે.

જેમ જેમ બાળક મોટું થતું જાય છે તેમ તેમ તેનું પેશાબ કરવાનું પ્રમાણ ઘટતું જાય છે. આનાં બે કારણો છે. એક તો પાણી લેવાનું પ્રમાણ ઓછું થાય છે અને બીજું પેશાબની કોથળી મોટી થાય છે. બંધકોષ જેવો પેશાબ કરવાની બાબતમાં કોઈ પ્રશ્ન આવતો નથી પરંતુ તેથી વિરુદ્ધ પ્રકારની એટલે કે પથારીમાં પેશાબ કરી નાખવા જેવી મુશ્કેલી આવી પડે છે.

બાળક ચાલતુ થાય કે તરત જ તેનું વિકાસ પામતું મન વારંવાર થઈ જતા પેશાબ પર કાબુ લાવે છે. બીજાઓ તેની પાસે શું આશા રાખે છે તે સમજે છે અને માબાપને પેશાબ કરવા લઈ જવાનું કહે છે. આ સમજ તેનામાં આસ્તે આસ્તે આવે છે.

દિવસના ભાગમાં પેશાબ પર કાબુ આવી ગયા પછી પથારીમાં થતા પેશાબને અટકાવવાની તેને ઇચ્છા થાય છે. બીજા વર્ષને અંતે કે શરૂઆતના ત્રીજા વર્ષમાં પથારીમાં થઇ જતા પેશાબને અટકાવવાની જવાબદારી તેની છે એ તેને સમજાય છે. માણસમાં આવતી જવાબદારીનું ભાન, આ પ્રકારની કુદરતી યોજનાઓમાંથી શરૂ થાય છે. જો માબાપ તેને ટોકયા ન કરે તો તેનામાં આત્મવિશ્વાસ આવતો જાય છે. કુદરતની એવી યોજના છે કે બાળક જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ પેશાબની કોથળી પર તેને કાબુ આવતો જાય છે.

બાળક ગુસ્સે થઇ જાય તેવી રીતે માબાપ કુદરતની આ યોજનામાં ડખલગીરી કરે છે તો બાળક એની જવાબદારી સ્વીકારવામાં નિષ્ફળ જાય છે. આથી પથારીમાં પેશાબ કરી નાખવા માટે બાળકને છોભીલું ન પાડવું, ઉતારી ન પાડવું કે શિક્ષા ન કરવી.

સૂતા પહેલાં પેશાબ કરવાની માબાપ બાળકને ફરજ પાડે છે કે ઊંઘમાં આવી ગયેલા બાળકને પેશાબ કરાવવા લઈ જાય છે. ઊંઘી ગયેલા બાળકને એક-બે વખત ભર ઊંઘમાંથી જગાડી પેશાબ કરાવે છે. આમ કરવાથી બાળકની ઊંઘમાં ખલેલ પડે છે. ઊંઘમાંથી જગાડનાર પ્રત્યે તેને ગુસ્સો આવે છે અને તેની ઊંઘ બગાડવા માટે તેમની પર વેર લેવાનું તેનું વલણ કેળવાય છે. આથી તો આવી ચીવટ રાખનાર માબાપનાં છોકરાં પથારીમાં પેશાબ કરવાનું ચાલુ રાખે છે. આ ઉપરાંત પથારીમાં પેશાબ કરવાનું પોતે અટકાવી દે ત્યાર પછી પણ આવું બાળક નિરાંતે ઊંઘી શકતું નથી. ચીસ પડાવી દે તેવાં સ્વપ્ન તેને આવ્યા કરે છે. અનિદ્રાના રોગથી પિડાતા માનવીઓનું બચપણ તપાસવામાં આવે છે તો પેશાબ કરવાની બાબતમાં તેમની ઊંઘ બગાડવામાં આવી હતી તે જોવા મળે છે.

પેશાબ કરાવવા માટે જે બાળકની ઊંઘમાં ખલેલ પડાવવામાં આવી હોય, જેને વારંવાર ટેકનામાં આવ્યું હોય, છોભીલું પાડ્યામાં આવ્યું હોય તે બાળકમાં તેના આત્મવિશ્વાસ પર ફટકો આવે છે "આટલું પણ હું નથી કરી શકતો" એવું વિચારી પોતાનાથી કંઈ થઈ શકવાનું નથી તેવા નિર્ણય પર એ આવે છે સાચી હકીકત તો એ છે કે બાળકને તેની પોતાની સમજ પર છોડી દેવું જોઈએ

ત્રણેક વર્ષના છોકરાને પેશાબ કરવામાં મઝા આવે છે તેને તેમ કરતા રોકવાથી તેનામાં ગુસ્સો થઈ આવે છે ગુસ્સે ભરાયેલું છોકરું પથારીમાં પેશાબ કરી નાખી ગુસ્સાને હાલવી નાખે છે આ માટે તેને શિક્ષા કરવામાં આવે છે તો પેશાબ પરનો તેનો કાબુ જતો રહે છે અને તે પેશાબને નીકળી જવા દે છે આમાથી "કશું ન કરવાનું" વલણ બંધાય છે

પેશાબ પર જે બાળક કાબુ મેળવે છે તેનામાં સ્વમાન આવે છે જે બાળક કાબુ નથી મેળવી શકતું તે શરમાળ બને છે આટલા માટે બાળકને પેશાબ કરી નાખવા માટે શિક્ષા કરવાને બદલે તેનામાં કાબુ આવે તેવી મદદ માબાપ કરે તો તેનામાં ધ્યેય પ્રાપ્ત કરવા માટેની ધગશ આવે છે

## ૧૮

બાળક જ્યારે ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે એની જીવન-શક્તિ એના પોતાના લિંગ પર કેંદ્રિત થવાની શરૂઆત કરે છે. આથી બાળકને એના પોતાના લિંગમાં રસ આવવા લાગે છે. એનો સ્પર્શ થતાં તેમાંથી સુખ મળે છે તેવો તેને અનુભવ થાય છે. આને લિંગી-અવસ્થા (phallic stage) તરીકે ઓળખવામાં આવે છે.

### "લિંગી અવસ્થા"
બાળવિકાસની ત્રીજી અવસ્થા

આ અવસ્થામાં છોકરીને એકા-એક એક દિવસ ભાન થઇ આવે છે કે છોકરાના જેવું લિંગ તેને નથી ત્યારે તેનો સખત આઘાત એને લાગે છે જેના પરિણામે જાતજાતના તરંગો તેના મનમાં ઊઠે છે. છોકરાને પણ જ્યારે ભાન થાય છે કે જે છોકરી પાસે નથી તે તેની પાસે છે ત્યારે તેનું પ્રદર્શન કરવામાં તેને રસ પડે છે. આમ કરવા જતાં એમાંથી બહાર નીકળતા પેશાબ તરફ તેનું ધ્યાન ખેંચાય છે. એમાંથી નીકળતો પાણીનો પ્રવાહ એને

ખૂશ કરે છે. પોતાને લિંગ છે એ ખ્યાલ એને મસ્ત બનાવે છે. એમાંથી નીકળતા પાણીના પ્રવાહ મારફતે પોતાનો મદ વ્યક્ત કરે છે. ગુસ્સે થનાર પર જ્યારે તે પેશાબ કરે છે ત્યારે તેમાં પોતે કેવું બળવાન છે તે બતાવવાનો એનો હેતુ હોય છે.

છોકરો અને છોકરી બન્નેને એમની વચ્ચેના લૈંગિક ભેદનું ભાન થઈ આવતાં એની અસર વિકાસ પામતા તેમના મન પર થયા વગર રહેતી નથી. બન્નેના મનના ઘડતરમાં અહીંથી ફરક પડવા માંડે છે.

(૧) છોકરાના મન પર થતી અસર :

લિંગમાં રસ આવતાં છોકરો એની જોડે હાથથી રમવાનું શરૂ કરે છે. એનું પ્રદર્શન કરવામાં તેને મઝા આવે છે. પુંલિંગ અને સ્ત્રીલિંગની શારીરિક રચના જાણવાની તેને તીવ્ર જિજ્ઞાસા થઈ આવે છે. તે અંગેના પ્રશ્નો પૂછે છે. આ જિજ્ઞાસાથી પ્રેરાઈ સ્વજાતિ તેમજ વિજાતિ સાથે રમતને બહાને પણ નિકટ આવે છે.

પોતે અને પોતાનું લિંગ બન્ને અલગ અલગ છે તેવો ખ્યાલ આ ઉંમરે બાળકને આવતો ન હોવાથી એના લિંગને કોઈ હાનિ ન પહોંચાડે તે માટે સતત ચિંતિત રહી તેની તકેદારી રાખે છે. કોઈ એની સુન્નત કરી નાખશે તેટલી હદ સુધીનો ભય તેને લાગે છે.

છોકરો લિંગનો સ્પર્શ કરે તે સામે માબાપનો સખત વિરોધ હોય તો તેમનાં વર્તનો એવાં થાય છે જેથી તેની સુન્નત કરી નાખવામાં આવશે તેવી ચિંતા એને થઈ આવે છે પોતે પાપ કરી રહ્યો છે તેવો ખ્યાલ તેમાંથી દાખલ થાય છે. માબાપ જો શિક્ષા કરે છે તો પાપ કરનારને શિક્ષા થવી જ જોઈએ એ નિયમ હમેશ માટે એને લાગુ પડી ગયો એમ માની લે છે. એથી એનું મન ચિંતા

કરનારું બની જાય છે. આથી જ્યારે જ્યારે લિંગને અડે ત્યારે પોતે પાપ કર્યું છે તેવું સ્વીકારી લઈ તે માટે શિક્ષા ખમવા તૈયાર થાય છે. મા-બાપ જો વધારે પડતી શિક્ષા કરનાર હોય છે તો તે બાળકને શિક્ષા મળતી નથી ત્યાં સુધી બેચેન રહે છે. એનામાં પ્રાયશ્ચિત કરવાનું વલણ બંધાઈ જાય છે. આથી જેઓની એની પર હકૂમત છે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન થઈ જાય તો તે માટે પોતે જ શિક્ષા ખમવા તૈયાર થાય છે

આ ઉંમરે બાળક એટલું બધું ભાવપ્રધાન હોય છે કે તેથી તેને ધમકી ન આપી હોય, જરા સરખો ઈશારો કર્યો હોય તો પણ એના લિંગને કોઈ કાપી નાખશે, કોઈ નુકસાન કરશે એવું માની લઈ ભયનું જાળું ગૂંથી લે છે. આવા ભયથી ગભરાયેલું છોકરું નગ્ન ફરવાનું છોડી દે છે. કપડાં પહેરાવતાં વાર લાગે તો કજિયો કરી બેસે છે.

જન્મ લેવા માટે સુખ આપનાર માનું શરીર છોડવું પડે છે ત્યારે બાળક બિન આધાર થઈ ગયું છે તેમ સમજી રડવા લાગે છે, પોષણ તેમજ હૂંફ આપનાર પયોધરને છોડી દેવાનો આઘાત સહન કરવો પડે છે, સ્વચ્છ થવાની માંગણીને કારણે મળ સાથે સંબંધ અનિચ્છાએ તોડવો પડે છે અને છેવટે જે લિંગ સાથે તાદાત્મ્યભાવ અનુભવે છે તે ગુમાવવાનો ભય એને લાગે છે ત્યારે તે ખૂબ જ અકળાઈ જાય છે. એક પછી એક સુખ આપનાર સાધનો ગુમાવવાં પડેલાં હોવાથી લિંગને પણ ગુમાવવું પડશે એવું માની લઈ સુન્નતની ચિંતાથી તે પિડાતું થઈ જાય છે.

બાળક એના લિંગ સાથે રમે છે ત્યારે કેટલાંક મા-બાપ તેને ધમકાવે છે, મારે છે, આંખો કાઢે છે, હાથ ખેંચી લે છે કે હાથ જીભ કાપી નાખવાની ધમકી આપે છે ત્યારે સુન્નત થઈ જવાના

ભયથી તે ગભરાઈ જાય છે. પરંતુ લિંગ સાથેની રમતથી મળતું સ્પર્શસુખ ટાળવાનું તેને માટે મુશ્કેલ બને છે ત્યારે તેની ચિંતા વધી પડે છે અને એને એમ થાય છે કે છોકરીની જેમ એ લિંગ વગરનો બની જશે. આમ સ્પર્શસુખ મેળવવાની ઇચ્છા અને લિંગ કપાઈ જવાની બીક એ બન્ને વચ્ચે નાનો છોકરો ભીંસાઈ જાય છે.

લિંગ તો ખરેખર કાપી નાખવામાં આવતું નથી પરંતુ લિંગ સાથેની રમત સામે મા-બાપનો વિરોધ હોવાથી તેમનો પ્રેમ તે ગુમાવી બેસશે એની બીક તેનામાં સુન્નતનો ભય લઈ આવે છે

સુન્નતનો ભય, ન ભૂંસાય તેવી ચોટ બાળકના મન પર મૂકી દે છે. આ ભયને કારણે બાળક આજ્ઞાંકિત બની મા-બાપનો અધિકાર સ્વીકારે છે. સુખ આપનાર ઇચ્છાને દબાવી દઈશ તો જ મા-બાપને રાજી રાખી શકાશે એ ખ્યાલથી વૃત્તિઓનું દમન કરવાનું શરૂ કરે છે.

બાળકમાં આવતા સુન્નતના ભય સાથે મા-બાપ કેવી રીતે વર્તે છે તે પર તેના નૈતિક મનના—અંતઃકરણના—બંધારણનો આધાર છે. પ્રેમથી, ધમકી આપ્યા વગર કે શિક્ષા કર્યા વગર, મા-બાપ સુન્નતના ભયનો ઉકેલ આણે છે તો બાળકમાં સંયમ મેળવવાની શક્તિ આવે છે. એનું નૈતિક મન પ્રેમાળ બને છે. જેઓનું નૈતિક મન હેતભર્યું હોય છે તેઓ આત્મસંયમી અને આનંદી બને છે. તેઓ સમજપૂર્વકનાં સમાજ ઉપયોગી કાર્યો કરી શકે છે.

લિંગને હાથ અડકાડતાં જ ઉશ્કેરાઈ મા-બાપ બાળકને વઢે છે, મારે છે, ઉતારી પાડે છે, રોકી રાખે છે તે બાળકનું નૈતિક મન કડક અને કઠોર બને છે. આ જાતનું નૈતિક મન માણસને હમેશ

અંદરથી ત્રાસ આપે છે. "અંદર બળતરા થયાં કરે છે" એવી ફરિયાદ કેટલાક કરે છે તે અંદર ઘડાયેલા કઠોર નૈતિક મનનો ત્રાસ છે.

સ્ત્રી પ્રત્યેનું પુરુષનું વલણ કેવા પ્રકારનું થવાનું છે તે સુન્નતનો ભય નક્કી કરે છે. જેનામાં આ ભય ઉગ્ર કરી મૂકવામાં આવ્યો છે તે અજ્ઞાતપણે એમ માને છે કે સ્ત્રીનું લિંગ કાપી નાખવામાં આવ્યું છે તેથી સ્ત્રી પ્રત્યે પ્રેમ થવાને બદલે તેને ઘૃણા થઇ આવે છે. સ્ત્રીની હાંસી કરી, પોતે કંઇક છે તેવું બતાવી પોતાના "સુન્નતના ભયને" ઢાંકી રાખે છે, દબાવી દે છે.

બીજાઓ ઉતારી પાડશે, હાંસી કરશે, તોડી પાડશે એ જાતની જે ચિંતા મોટેરાંઓમાં આવે છે તેનું કારણ બચપણમાં સહન કરવી પડેલી સુન્નતની ધમકી છે. આ ચિંતાને કારણે આવડત હોવા છતાં બીજાની હાજરીમાં માણસ બોલી શકતો નથી, ગાઇ શકતો નથી કે મનમાં જે હોય તે સ્પષ્ટપણે વ્યક્ત કરી શકતો નથી. ભૂલ ન થઇ હોય તો પણ પોતાનાથી ભૂલ થઇ ગઈ છે તેવું માની લઇ આત્મપીડન કર્યા કરે છે. આવાં માણસો પોતાનામાં રહેલી બીકને ઢાંકવા માટે બીજાને બીવડાવ્યા કરે છે. જેનામાં સુન્નતની ચિંતા જેમ વધારે હોય છે તેમ તે બીજાની સુન્નત વધારે કરે છે. જેનામાં બીજાઓ તેની હાંસી કરશે તેવી બીક હોય છે તે બીજાઓની વધારે પડતી હાંસી કરે છે.

**૨ છોકરીના મન પર થતી અસર :**

છોકરામાં સુન્નતનો ભય આવે છે તેના કરતાં જુદી રીતે છોકરીમાં આવે છે.

છોકરીને જે દિવસે એકાએક ભાન થાય છે કે છોકરા જેવું લિંગ તેને નથી ત્યારે તે આઘાત લાગે છે. જે માએ એને

પયોધરથી વિખૂટી પાડી દઈ ધાવણ છોડાવ્યું, જે માએ સ્વચ્છતાની ટેવ પડાવવા, શિસ્તના નિયમો બળજબરીથી પળાવ્યા તેજ માએ એનું લિંગ છીનવી લીધું છે તેવું તે માને છે. તે માટે મા તરફ અણગમો – તિરસ્કાર બતાવે છે. આ કારણે મા પાસેથી ખસી જઈ બાપને પોતાના બનાવવા એ કહે તે બધું જ કરવા તૈયાર થાય છે. વાસ્તવમાં તો બાપ પ્રત્યે પ્રેમ રાખવો અને મા પ્રત્યે સતત અણગમો રાખવો એ શક્ય નથી તેથી તે મા-બાપ વચ્ચે, પ્રેમ અને તિરસ્કાર વચ્ચે, ઝોલાં ખાયા કરે છે. આથી એની માનસિક સ્થિતિ ચંચળ બની જાય છે. પોતાના સ્ત્રીત્વ તરફ પણ એ કારણે એને કંટાળો આવે છે. સ્ત્રીત્વના વ્યવસ્થિત વિકાસમાં આ એક મોટામાં મોટી મુશ્કેલી આવી પડે છે.

છોકરીને એવી આશા રહે છે કે કોઈક દિવસ ગયેલું લિંગ પાછું આવશે. લિંગ મેળવવું જ છે એ તેનું ધ્યેય બને છે અને તે માટે ગમે તે ભોગ આપવા તૈયાર થાય છે. મોટી ઉમરે લિંગનો ખ્યાલ બદલાઈ જાય છે અને તેને સ્થાને "પોતે કંઈક છે" તે પુરવાર કરવા બને તેટલી જહેમત ઉઠાવે છે. એ સાહસિક પણ બને છે.

જે છોકરી લિંગ કપાઈ ગયું છે તેવું માનતી નથી અને પોતાની અંદર તે છે જ તેવી માન્યતાને પકડી રાખે છે તે પુરુષ જેવાં વર્તનો કરે છે.

જો છોકરી સ્વીકારી લે કે તેનું લિંગ કપાઈ ગયું છે તો તેનામા દુર્બળતા આવે છે. આવી જાતના સ્વીકારની પાછળ શિક્ષાનો ખ્યાલ હોય છે. તે એમ માને છે કે કોઈ પાપ કરેલું તેથી તેનું લિંગ કાપી નાખવામાં આવ્યું હતું. આ જાતની સ્ત્રીઓમાં મા-બાપ પ્રત્યે ખૂબ ગુસ્સો હોય છે અને તેઓ સ્વભાવે અત્યંત ઈર્ષાળુ બને છે.

લિંગ ગયું તે માટે મા જવાબદાર છે તેવો ખ્યાલ છોકરીમાં હોવાથી, જ્યારે મા-બાપ બીજાં બાળકો પ્રત્યે પ્રેમ બતાવે છે ત્યારે તેને તે બાળકો તરફ પણ ઈર્ષા થઈ આવે છે. આમ લિંગ-ઈર્ષા તેને બાળ ઈર્ષા તરફ લઈ જાય છે. લિંગનું સ્થાન બાળક લે છે અને છોકરી ઘરઘર રમવાનું શરૂ કરે છે. આ ઉંમરે બાળક હોવાની તેને પ્રથમ ઇચ્છા થઈ આવે છે. આ ઇચ્છા પૂર્ણ તો થતી નથી પરંતુ તે ઇચ્છાથી એના મનમાં જે ફેરફાર થાય છે તે તેનામાં સમજ લાવે છે કે બાળકનો જન્મ પોતે આપી શકે તેવું તેનું શારીરિક બંધારણ છે જ્યારે પુરુષ બાળકનો જન્મ આપી શકતો નથી. આ સમજ લિંગ-ઈર્ષાને દૂર કરે છે અને તેને સ્થાને સ્ત્રીત્વને લઇ આવે છે. મોટી ઉંમરે આવી સ્ત્રી જ્યારે બાળકનો જન્મ આપે છે ત્યારે તેનું જીવન પરિપૂર્ણ બન્યું હોય તેવો સંતોષ અનુભવે છે. મા બનવા માટે તે ગર્વ લે છે.

લિંગ-ઈર્ષા જેનામાં રહી ગઇ છે તેવાં મા-બાપ છોકરા છોકરીના ઊછેરમાં ભેદભાવ પાડે છે. આ કારણે છોકરાંઓમાં એક બીજા માટેની અદેખાઇ આવે છે. નાની છોકરી જુએ છે કે છોકરો તેના લિંગ વડે જે કરી શકે છે તે પોતે કરી શકતી નથી. ત્રણ ચાર વર્ષનો છોકરો પેશાબની સેર લાંબે સુધી નાખી શકે છે તે કરવા પોતે અશક્ત છે તેવું ભાન તેનામાં અદેખાઈ વધારી મૂકે છે. શારીરિક નિર્બળતાને કારણે પુરુષ જેવું સ્ત્રી કરી શકતી નથી ત્યારે પોતાના સ્ત્રીત્વથી મુક્ત થવા મથે છે અથવા તો સ્ત્રીત્વને પુરુષત્વમા ફેરવી નાખવાની વ્યર્થ મથામણ કરે છે. બાળકનો જન્મ થયા પછી સ્ત્રીની લિંગ-ઈર્ષા હળવી પડે છે. અધૂરી રહેલી ઇચ્છા અહીં પૂર્ણ થાય છે. આથી દરેક સ્ત્રીમાં પુરુષ બાળક, છોકરાનો, જન્મ આપવાની અદમ્ય ઇચ્છા થઈ આવે છે.

(૩) હસ્તમૈથુન

નાનું બાળક પોતાના લિંગ જોડે રમત રમે એ તદ્દન સ્વાભાવિક છે. ત્રણ વર્ષનું થતાં તેની આ રમતમા વધારો થાય છે અને એ રમત સાથે તેના મનમાં તરંગો આવવા મંડે છે. આ રમત મારફતે સ્પર્શસુખ મળવા ઉપરાંત બાળક અંદરથી ઊઠતા ઉશ્કેરાટનો સામનો કરી તેના પર પોતાનો અધિકાર સ્થાપવાનો પ્રયત્ન કરતું હોય છે.

બાળકની આ ક્રિયા માટે મા-બાપ જ્યારે તેને વઢે છે, તેની સામે ડોળા કાઢે છે કે કોઈ પ્રકારની શિક્ષા કરે છે ત્યારે તેનામા મા બાપનો ભય તથા મા-બાપ પ્રત્યે ક્રોધ થઈ આવે છે. મોટા ભાગનો ક્રોધ મનની અંદર દબાઈ જાય છે. દબાવાયેલો ક્રોધ બહાર નીકળી આવે તો શું થાય એની ચિંતા એને થઇ આવે છે. કામવૃત્તિ ભય કરતા પણ પ્રબળ છે તેથી બીક લાગતી હોય તો પણ બાળક હસ્તક્રિયા કરે છે. લિંગ સાથે રમવાથી જે સ્પર્શસુખ મળે છે તે મેળવ્યા વગર એનાથી રહેવાતું નથી તેથી પોતાને ન કરવું જોઇએ તેવું તે કરી રહ્યુ છે તેવી લાગણી તેને થઈ આવે છે. આથી કામવૃત્તિ અને દુષ્કૃત્યની લાગણી એ બન્ને જોડાઇ જાય છે. પરિણામે જ્યા જ્યાં કામવૃત્તિ ત્યા ત્યા દુષ્કૃત્યની લાગણી, એમ બન્ને લગોલગ હસ્તી ધરાવે છે.

જે બાળકમા દુષ્કૃત્યની લાગણી વધારે પડતી આવી જાય છે તેને કશામાં રસ પડતો નથી, તે બીજાઓ સાથે ભળી શકતું નથી. અને મા-બાપ રાજી રહે તેવા વર્તનો કરવા મથે છે. બીકનુ માર્યું જો બાળક હસ્તક્રિયા કરતું નથી તો તે માનસિક વિકૃત્તિનો ભોગ થઇ પડે છે.

બાળક એના લિંગ સાથે રમતું હોય ત્યારે એને શિક્ષા કરવાને બદલે મા-બાપે બાળક જાણી ન જાય તેવી યુક્તિ વાપરી એને જુદી જુદી ઘણી વસ્તુઓમાં રસ લેતું કરી દઇ એનું ધ્યાન બીજી બાજુ ખેંચી લેવું જોઇએ. જે મા-બાપ બાળક સાથે પ્રેમથી વર્તે છે, બાળક ગુસ્સે થાય કે ભય પામે તેવું કરતાં નથી તેમનું બાળક આત્મસંયમ મેળવવા માટે જરૂરી રમત રમી લઇ તેમ કરવાનું આપોઆપ છોડી દે છે. જ્યાં મા-બાપ બાળકને ગુસ્સે કરે છે, શિક્ષા કરી ભયભીત કરી મૂકે છે તેવી પરિસ્થિતિમાં ઊછરેલાં બાળકો મોટી ઉંમરે પણ હસ્તમૈથુન કરવાનું ચાલુ રાખે છે.

નેવું ટકા છોકરાં હસ્તક્રિયા કરે છે. જે દસ ટકા નથી કરતાં તે મોટી ઉંમરે માનસિક અસ્વસ્થતા કે કોઇ વિકૃતિથી પિડાય છે. આવી પરિસ્થિતિ હોવાને કારણે આ આખો પ્રશ્ન વૈજ્ઞાનિક રીતે જોવો જોઇએ. લગભગ દરેક છોકરું હસ્તક્રિયા કરતું હોવાથી તેને તે વિષે જાણવાની જિજ્ઞાસા હોય છે. આથી હસ્તક્રિયા સામે સુગ બતાવ્યા વગર જો મા-બાપ ખુલ્લા દિલે બાળક સાથે તે વિષેની સમજ આપતી વાત કરે તો તેથી બાળકને લાભ થાય છે જ.

બાળકને કામવૃત્તિ અંગેનું શિક્ષણ આપવું જોઇએ. આ શિક્ષણ શબ્દોથી નહિ પણ મા-બાપે પોતાનાં વર્તનો દ્વારા આપવાનું છે. દા. ત. : બાળક સમજણું થાય, શબ્દોનો અર્થ સમજતું થાય તે પહેલાં અંગૂઠો ચૂસવાથી તેને સ્પર્શસુખ મળે છે. આ વખતે મા-બાપ અંગૂઠો જોરથી ખેંચી લે કે તેને તેમ કરતું રોકવા બાળકને દુઃખ થાય તેવા ઉપાયો યોજે તો તેથી મા-બાપ પર બાળક ગુસ્સે થાય છે. અંગૂઠો ચૂસી મઝા મેળવવા જતાં મા-બાપ પર ગુસ્સે થવું પડે છે તેથી તેનામાં દુષ્કૃત્યની લાગણી ઊભી થાય છે. આમ શારીરિક સુખ મેળવવું એ દુષ્કૃત્ય છે તેવો ખ્યાલ છેક બચપણથી માબાપના વર્તનને કારણે તેનામાં જડાઈ જાય છે.

કામવૃત્તિ પર કાબુ રાખવો એ સહેલું નથી એવું મા-બાપ પોતે સમજતાં હોવા છતાં બાળક પાસે સંપૂર્ણ સંયમની અપેક્ષા રાખે છે. આ આખી પરિસ્થિતિ મા-બાપ તેમજ બાળક બન્નેને માટે વિઘાતક નીવડે છે. આથી મા-બાપે બાળક સાથે ખુલ્લા દિલે વાત કરવાની જરૂર છે. જે જે સવાલ બાળક પૂછે તેના સાચા જવાબ બાળકને આપવામાં આવે છે તો તેનામાં સંયમ મેળવવા માટેની તાકાત વધતી જાય છે.

જે મા-બાપ આખો વખત બાળકને સુધારવા માટે મથામણ કર્યા કરતાં હોય છે તેઓ તેમનાં બાળકોને શું થાય છે તે કદિ જાણી શકતાં નથી. તેમની વચ્ચે એવો અંતરાય પડી જાય છે કે જેથી બાળક તેમની સાથે ખુલ્લા દિલે વાત કરી શકતું નથી.

## ૧૯

### વિજાતીય સંબંધ વિષેની અવસ્થા તથા ઇડીપસ ગ્રંથી

પુરુષ અને સ્ત્રી વચ્ચેનો વિજાતીય ભેદ બાળક જાણી જાય છે ત્યાર પછી પોતાના શરીરના જુદા જુદા અંગમાં જે રસ એને હતો તે ઓછો થઈ જાય છે અને પોતાની વિરુદ્ધ જાતિમાં એટલે કે છોકરાને સ્ત્રીમાં અને છોકરીને પુરુષમાં રસ ઉત્પન્ન થાય છે. પરિણામે પાંચ કે છ વર્ષના બાળકની ભીતરમાં આપોઆપ એકાએક વિજાતીય સંબંધ મેળવવાની વૃત્તિ જાગી ઊઠે છે. આ વૃત્તિ, આ સંબંધ, એ શું છે તે વિષેની જેનામાં સમજ નથી તેવું બાળક જાગેલી આ વૃત્તિથી અકળાઈ જાય છે, અસ્વસ્થ બને છે અને એને ન સમજાય તેવાં વર્તનો એનાથી થઈ જાય છે. છોકરો મા સાથે અને છોકરી બાપ સાથે સૂઈ જવાનું પસંદ કરે છે. તેમની પાસે બચીઓ કરાવવી, તેમની પાસે પંપાળાવવું, અને તેમની સાથે વાતો કરતાં હોય ત્યારે કોઈ બીજું આવી જાય તો તેના તરફ ડખલગીરી કરવા માટે અણગમો બતાવવો; એવાં એવાં વર્તનો

એનાથી થઇ જાય છે. જેઓ એને પ્રેમ આપી રહ્યાં હોય છે, જેઓ એને લાડ કરતાં હોય છે કે જેઓ એના ગાઢ સંપર્કમાં રહેતાં હોય છે તેમના તરફ વિજાતીય સબંધ જોડવાની વૃત્તિ ખેંચાય છે. આ કારણે છોકરાને માટે મા અને છોકરીને માટે બાપ સૌથી પ્રથમ પ્રેમપાત્ર બની રહે છે.

બાળકના જીવનનો આ મહત્વનો પ્રસંગ છે. વિજાતીય સંતોષ મેળવવા માટેની અજ્ઞાતપણે જાગતી આ વૃત્તિ, બાળક માટે તદ્દન નવો અનુભવ હોવાથી, એ ગૂંચવાઇ જાય છે. એને કશી સમજ પડતી નથી. કુદરતી રીતે ઉત્પન્ન થયેલી આ પરિસ્થિતિમાં બાળકથી થઈ જતાં વર્તનો પ્રત્યે મા કે બાપના કેવા પ્રત્યાઘાત થાય છે તે પર બાળકના માનસિક વિકાસનો–બાળકના જીવનમા આવનાર પ્રેમ શ્રદ્ધા, સંયમ વગેરેનો આધાર રહે છે. આ એક એવી પરિસ્થિતિ છે કે જે બાળકને સમતોલ વિકાસને માર્ગે કે માનસિક અસ્વસ્થતાને માર્ગે ચઢાવી દે છે.

આવી પરિસ્થિતિમા મા કે બાપે અંદરથી ઉશ્કેરી મૂકતી વૃત્તિ પાસે બાળક નિઃસહાય છે એ સમજી એનામાં વૃત્તિને રોકી તેના પર સંયમ આવી શકે તેવી તાકાત કેળવવામાં મદદરૂપ થાય તેવા વર્તનો કરવાની જરૂર છે. વધુ પડતી બચીઓ કરવાથી, જોર જોરથી ભેટીને સૂઇ જવાથી, વધુ પડતુ પંપાળવાથી, એના લિંગ પર ઉશ્કેરાટ થાય તેવી રમતો રમવાથી કે ખૂબ ગલીપચી કરવાથી બાળક જેની પાસે નિઃસહાય છે તે વૃત્તિના ઉશ્કેરાટનો ભોગ થાય છે. આથી બાળકની કામવૃત્તિ ઉશ્કેરાય તેવા વર્તનો કરતાં મા-બાપે પોતાની જાતને રોકવાની જરૂર છે. બાળક પર જુદા જુદા નિષેધ મૂકવાને બદલે મા-બાપ પોતે જ જો સમજપૂર્વકના સંયમી વર્તનો કરે તો તેથી બાળકમાં પણ એ વૃત્તિ પર સંયમ મેળવવાની તાકાત આવે છે.

આટલી નાની ઉંમરે બાળકમાં આ વૃત્તિને રોકવા જેટલી શક્તિ આવી નથી હોતી તેથી એ અજ્ઞાતવૃત્તિ બાળક પાસે જુદાં જુદાં વર્તનો કરાવી સંતોષ મેળવવા માગે છે ત્યારે તેના માર્ગમાં કોઇ વિક્ષેપ ઊભો કરવામાં આવે, એને રોકવામાં આવે તો તે એકદમ ગુસ્સે થઇ જાય છે, અને એને પરિણામે એ વૃત્તિ ઢીલી પડવાને બદલે વધુ જોર પકડે છે.

મા અને બાપ બન્ને માટે બાળકને પ્રેમ હોય છે. તે જાણતું હોય છે કે તેના જીવનનો આધાર બન્ને પર છે. તેઓ તેને ખોરાક આપી તેના શરીરનું સંરક્ષણ કરે છે, પ્રેમ આપી મનનો વિકાસ કરે છે, તેથી મા-બાપ પ્રત્યે એના દિલમાં આભારની લાગણી હોય છે. પરંતુ અજ્ઞાત વિજાતીયતાની વૃત્તિ સામે એમનામાંનું કોઈપણ અવરોધ ઊભું કરે છે ત્યારે તેને જે ગુસ્સો થઈ આવે છે તે એને આકુળવ્યાકુળ બનાવી મૂકે છે. આમ અવરોધ મૂકનાર મા કે બાપ માટે એના દિલમાં મમતા હોવા છતાં તેમના પ્રત્યે ગુસ્સો - નફરત- થઇ આવે છે. અવરોધ મૂકવાનું કાર્ય મા કે બાપ ચાલુ રાખે છે તો બાળકના મનમાં તેમને માટે પ્રેમ અને તિરસ્કાર જેવા વિરોધી ભાવ બંધાઇ જાય છે. પરિણામે એક વ્યક્તિ પર એકધારો પ્રેમ રાખવો એને માટે અશક્ય થઇ પડે છે. પ્રેમ અને દ્વેષ વચ્ચે તે હમેશ માટે ઝોલાં ખાતું થઈ જાય છે.

જે મા કે બાપ પ્રત્યે દ્વેષ થઈ આવતો હોય તે એને શિક્ષા કરે છે તેથી એમના વિષેનો ભય બાળકમાં દાખલ થાય છે. આમ જેના પર તેને ગુસ્સો થઈ આવે છે તેનો ભય પણ તેને લાગે છે.

આ આખા પ્રશ્નનો ઉકેલ મા-બાપ અને બાળક વચ્ચેના સંબંધ પર આધાર રાખે છે. જો તેઓ ત્રણે વચ્ચે મૈત્રી હોય છે

તો પરિસ્થિતિ કઢંગી બનતી નથી. પરંતુ મૈત્રીનો અભાવ બાળકને ગુસ્સાથી અને ભયથી ભરી દે છે.

બાળકને બાપનો ભય લાગતો નથી અને મા કામવૃત્તિ ઉશ્કેરાય તેવાં વર્તન કરતી નથી તેવા ઘરમાં ઊછરેલા બાળકમાં બાપ માટે ખૂબ જ માન હોય છે. બાપ જેવા થવાની પ્રબળ ઈચ્છા તેને થઈ આવે છે અને આવા છોકરાઓમાં પુરુષત્વ ખીલી ઊઠે છે. છોકરીની બાબતમાં એવું જ બને છે. બાપ છોકરીની કામવૃત્તિ ઉશ્કેરી મૂકતો નથી તો મા અને દીકરી વચ્ચે મૈત્રી બંધાય છે. બન્નેમાંથી કોઈ એક બીજાની ઈર્ષા કરતું નથી. આવી દીકરીમાં સ્ત્રીત્વનાં ગુણ ખીલી ઊઠે છે અને જ્યારે મા થાય છે ત્યારે એના બાળક સાથે મૈત્રી ભર્યું વર્તન કરી શકે છે.

જે બાળકો મા કે બાપ માટેની કામવૃત્તિમાં જકડાઈ જાય છે અને તેને કારણે જેમને મા કે બાપ પર ક્રોધ, ઈર્ષા, ભય, તિરસ્કાર, અદેખાઈ થઇ આવે છે તેઓની વિકાસ પામતી માનસિક શક્તિ ગંઠાઈ જાય છે. આ સ્થિતિને ઇડીપસ ગ્રંથી કહેવામાં આવે છે જેમાં જુદા જુદા પ્રકારની માનસિક બિમારી (neurosis)નાં મૂળ છે.

જ્યારે છોકરો મા સાથે ગંઠાઇ જાય છે ત્યારે બાપ જેવા થવાની તેની ઈચ્છા નબળી પડતી જાય છે, અથવા જતી રહે છે. મા જેવા થવાની ઇચ્છા એને થઈ આવે છે. આ ઇચ્છા એનામાં સ્ત્રૈણપણું લાવે છે. શરીરે પુરુષ હોવા છતાં માનસિકપણે તે સ્ત્રી બને છે. આવા પુરુષોમાં વિજાતીય આકર્ષણ કરતાં સ્વજાતીય (homosexuality) આકર્ષણ વધારે પ્રમાણમાં આવે છે.

છોકરીની બાબતમાં ઇડીપસ ગ્રંથી જુદી રીતે વિકાસ પામે

છે. સ્ત્રી પુરુષ વચ્ચેના ભેદની એકાએક જાણ થતાં છોકરીને આંચકો લાગે છે. તેને તરત જ ખ્યાલ આવે છે કે એના લિંગની સુન્નત કરી નાખેલી હોવી જોઈએ. આ માટે એની મા જવાબદાર છે તેવું ગણી માને તિરસ્કારતી થઈ જાય છે. મા તરફનો તિરસ્કાર એનામાં બાપ માટેનો પ્રેમ વધારી મૂકે છે. બાપ જો દીકરીની વિજાતીય અજ્ઞાત ઈચ્છાઓને પંપાળી, બચીઓ ભરી, ભેટી, સંતોષ આપ્યા કરે છે તો તેનો કામ-ઉશ્કેરાટ વધતો જાય છે અને સાથે સાથે મા તરફનો તિરસ્કાર પણ વધતો જાય છે. મા એની અને એના બાપની વચ્ચે આવે છે એવું માની એના તરફ ઘુરકિયાં કર્યાં કરે છે. પરિણામે મા પોતાની દીકરીની ઈર્ષા કરતી થઈ જાય છે અને દીકરીને દૂર કરવાની ઈચ્છા કરે છે.

મા કે બાપ સાથે બાળક ગંઠાઈ જાય છે ત્યારે તેનો માનસિક વિકાસ ગૂંચવણ ભરેલો બની જાય છે. મા કે બાપ પર સ્નેહ થવાને બદલે તેને દ્વેષ થઈ આવે છે. તેમનાથી સ્વતંત્ર થવાને બદલે કામવૃત્તિથી બંધાઈ જાય છે, તેથી તેની દ્વિધા વધી પડે છે.

જેની પર દ્વેષ રાખવો નથી હોતો તેની પર પ્રેમ પણ તે રાખી શકતું નથી તેથી બાળક મૂઝાય છે. જે એને કરવું નથી હોતું તે એનાથી થઈ જાય છે. તેથી મા કે બાપ પર પ્રેમ રાખવાની એની ઈચ્છાને પ્રબળ કરવા તે મથે છે. આ તેની ઈચ્છામાંથી અંતઃકરણની ઉત્પત્તિ થાય છે. ત્યાર પછી જ્યારે જ્યારે તેનાં મા કે બાપ પર તેને દ્વેષ થઈ આવે છે, મા કે બાપ માટેની કામવૃત્તિ જાગી ઊઠે છે ત્યારે અંતઃકરણ વચ્ચે પડી તેમ ન કરવાનું ફરમાન કરે છે. બાળક પોતે વૃત્તિ કે દ્વેષ પર કાબુ મેળવી લે છે તો તેને આનંદનો અનુભવ થાય છે પરંતુ જો તે કાબુ મેળવી લેતું નથી તો અંતઃકરણ ડંખ દઈ એને શિક્ષા કરે છે, જેથી બાળક વ્યગ્ર અને ઉદાસ બની

જાય છે અત ઃણની શિક્ષાથી માણુમ હુમેશ ગભગાતો હોય છે તેથી જ્યારે અત કગણને ન ગમતી હોય તેવી વૃત્તિઓ જાગી ન તોષ મેળવવા આગળ ધપે છે કે તરત જ અત ઃગણ એને ડખ મારે છે ઘણા લોકો એમને ગભગાટ થઈ આવે છે તેવી ફરિયાદ કરતા હોય છે તે આ વન્તુ છે

ઇડીપન ગ્રથી એ-લે વિજાતીય મા કે બાપ માટેની નામવૃત્તિ અને એ કારણે મજાતીય મા કે બાપ માટે થઈ આવતો તિરસ્કાર ઇડીપમ ગ્રથી એટલે કે પ્રેમ અને તિરસ્કારના બે વિરાધી ભાવ વચ્ચે ઝોલા ખાયા કરવુ જેઓ આમ ઝોલા ખાયા કરે છે તેઓ કોઇપણ નાની મોટી બાબતમા નિશ્ચય પર આવી શકતા નથી અને એ ગ્રથીની પકડ જેઓ છોડાવી શકતા નથી તેઓ માનસિક બિમારીના ભોગ થઇ પડે છે

માનસિક બિમારી એટલે ગાડપણ નહિ ગાડપણ (Psychosis) અને માનસિક બિમારી (neurosis) આ બન્ને વચ્ચે બહુ મોટો ફરક છે ગાડપણ જેને આવે છે તે વાસ્તવિકતાની સમજ, વિવેક શકિત ગુમાવી બેમે છે જ્યારે માનસિક બિમારી ભોગવતા માણુમમા વાસ્તવિકતાની સમજ હોય છે પોતાની બિમારી વિષેની એને સમજ હોવા છતા એ પોતાના પ્રયત્ને એનાથી મુકત થઇ શકતો નથી દરેક માણમમા કામ, ક્રોધ, રાગ, દ્વેષ, ભય, શોક, ચિતા, વગેરે હોય છે પરતુ આમાના કોઈ એકનુ પણ પ્રમાણ વધી પડે છે ત્યારે તે માનસિક બિમારીનો ભોગ થઈ પડ્યો છે તેમ કહેવાય છે

ક્યા ક્યા મજોગોમા ઇડીપસ ગ્રથી બધાઈ જાય છે તે માબાપે જાણવાની ખાસ જરૂર છે

(૧) મા માટેની અજ્ઞાત કામઇચ્છા જાગતાની સાથે જ છોકરામા બાપ એનો વિરોધી છે તેવી લાગણી થઇ આવે છે આ

કારણે મા અને બાપ વચ્ચે ઝઘડો થાય છે ત્યારે છોકરો ખુશીમાં આવી જાય છે. બાપ અને માને વહાલ કરતાં જુએ છે તો ઇર્ષામાં આવી જઇ તોફાને ચઢે છે અને એકબીજાથી દૂર થઇ જાય તે જાતની તરકીબ કરે છે. એવું પણ બને છે જેમાં છોકરો એની કામવૃત્તિ ઉશ્કેરવા માટે માને ધિક્કારતો થઈ જાય છે ત્યારે એનો બધો પ્રેમ તે બાપને આપે છે.

(૨) મા-બાપનો સંભોગ બાળક જોઇ જાય છે તો બાળક મા કે બાપ બેમાંથી કોઇ પણ એકને ધિક્કારતું બની જાય છે.

(૩) નવા બાળકનો જન્મ થતાં મા જો પોતાનું બધું જ ધ્યાન એના તરફ વાળી દે છે તો નવા આવનાર બાળક તરફ તેને ઇર્ષા થાય છે એટલું જ નહિ પણ મા માટેનો અણગમો એનામાં ઊભો થાય છે.

(૪) કેટલાંક મા-બાપ એવાં હોય છે કે જેઓ બાળકની કામવૃત્તિ ઉશ્કેરી મૂકે છે. ખૂબ પંપાળીને સૂવડાવતાં, એના લિંગ પર હાથ મૂકીને નવડાવતાં, લિંગ સાથે ચેડાં કરીને કે બાળકના દેખતાં મા-બાપ કામી વર્તનો કરીને એની કામવૃત્તિને ઉશ્કેરી મૂકે છે ત્યારે મા કે બાપ પર બાળકને ગુસ્સો થઇ આવે છે.

(૫) એકનું એક બાળક હોય છે તો ખૂબ લાડ કરી એના પર મા-બાપ પોતાના પ્રેમનું એટલું બધું દબાણ વધારી મૂકે છે કે જેથી બાળક એમને તિરસ્કારતું થઇ જાય છે.

(૬) મા કે બાપમાંનું કોઈપણ એક ન હોય તેવી પરિસ્થિતિમાં બાળક પર જે હયાત છે તેને રાજી રાખવાનો ખૂબ જ

બોજો આવી પડે છે તેથી તે અસ્વસ્થ બની જાય છે અને
જે નથી તેને યાદ કરી જે છે તેને તિરસ્કારે છે.

(૭) બાળકને અંગે મા-બાપ વચ્ચે ઝગડો થતો હોય તો તે બાળકમાં તેમના તરફ ઘૃણા થઇ આવે છે.

(૮) જે કુટુંબમાં મા અને બાપ વચ્ચે બાળકને "પોતાનું" કરવા માટે દેખીતી રીતે કે સૂક્ષ્મપણે ઝઘડો થતો હોય કે બાળક પોતે જ મા-બાપમાંથી કોઈ એકને પોતાનું કરી તેમની વચ્ચે ભેદ પડાવવા માગતું હોય તો તે બાળક ઈડીપસ ગ્રંથીના બંધનમાં આવી પડે છે.

(૯) કેટલાંક મા કે બાપ બાળકને એની પરાધીન અવસ્થામાંથી બહાર આવતાં અટકાવે છે. દાખલા તરીકે કેટલીક મા બાળક માટે જરાજરામાં ચિંતા બતાવ્યા કરે તો તેનું બાળક બીજાં બાળકો સાથે ભળવાને બદલે ઘરમાં જ ભરાઈ રહે છે. આમ પરાધીન થઇ ગયેલા બાળકને એમાંથી બહાર લાવવા જો બાપ પ્રયત્ન કરે તો એના પર તેને ગુસ્સો થઈ આવે છે.

(૧૦) જ્યાં મા પોતાની હકુમત ચલાવતી હોય, ટોક ટોક કરતી હોય ત્યાં બાળક એનાથી દબાઈ જાય છે પરંતુ મા તરફ એને ગુસ્સો પણ થઇ આવે છે. જો મા એને થઇ આવતો ગુસ્સો જોઇ જાય તો એને વધારે દબાવશે એ બીકે એ માનો પ્રેમ મેળવવા સતત પ્રયત્ન કરે છે. આ જાતની ગૂંચવણ ભરેલી પરિસ્થિતિમાં તે મા સાથે ગંઠાઇ જાય છે. આ ગ્રંથી બંધાવાનું કારણ મા માટેનો પ્રેમ નહિ પણ મા તરફનો ગુસ્સો છે. બહારથી મા પર પ્રેમ બતાવતું બાળક અંદરથી એને ધિક્કારતું હોય છે.

(૧૧) કેટલાંક મા-બાપ, બાળકને પોતાનું ધાર્યું કરાવવાનું સાધન ગણે છે. આ કારણે તેઓની વચ્ચે ઘર્ષણ થઈ આવે છે તેમાંથી જે ગુસ્સો બાળકને થઇ આવે છે તે એને ઇડીપસ ગ્રંથીમાં બાંધી દે છે.

આજ્ઞાંકિત બાળક મોટું થતાં એનામાં દબાઇ રહેલો ગુસ્સો એકાએક ઊછળી આવે છે ત્યારે મા-બાપ ડઘાઇ જાય છે. ઇડીપસ ગ્રંથીમાં બંધાઈ ગયેલાં બાળકોમાં આવું જ થઇ આવે છે.

(૧૨) મા કે બાપ પોતાને ગમતા બાળક પર પ્રેમ રેડ્યા કરે છે તો તે બાળક નબળું પડી જાય છે. આવું બાળક મા કે બાપ સાથે જકડાઇ જાય છે. પરિણામે જે મા કે બાપ એને મજબૂત થવા માટે કહે છે તેની એને બીક લાગે છે અને જે એને પ્રેમ આપે છે એની છાયામાં ભરાઈ જાય છે. જેની બીક લાગે છે તેના પર એને ગુસ્સો થઈ આવે છે.

આમ બાળક, મા અને બાપ એ ત્રણે વચ્ચે કેવો સંબંધ છે તે પર બાળકના વિકાસનો, ઇડીપસ ગ્રંથી બંધાવાનો કે એને ઓળંગી જવાનો આધાર છે.

## ૨૦

## જીવનશક્તિ ગંઠાઈ જાય છે ત્યારે

શરૂઆતના છ વર્ષોમાં જ્યારે જીવનની મૂળશક્તિ જુદી જુદી અવસ્થાઓમાંથી પસાર થઇ રહી હોય છે ત્યારે બાળકથી સહજ-પણે થઇ આવતા વર્તનોનું અધકચરું દમન કરવામાં આવે છે તો તે શક્તિ ગંઠાઈ જાય છે. અસંતોષાયેલી એ શક્તિ જક્કી અને ઝનુની બની ત્યાંથી આગળ ખસતી નથી. આ પ્રમાણે ગંઠાઈ ગયેલી જીવનશક્તિ કુદરતી રીતે નક્કી થયેલા એના ધ્યેય સુધી પહોંચતી નથી. માણસને પોતાના ભૂતકાળમાંથી મુક્ત થઇ આગળ ને આગળ જવાનું હોય છે તે આ કારણે મુશ્કેલ બને છે.

પહેલા વર્ષમાં બાળક એનો બધો જ સંતોષ ધાવણ ધાવવામાંથી મેળવી લે છે. જીવનશક્તિની આ પહેલી અવસ્થામાં બાળક જ્યારે ચાલતાં બોલતાં પણ શીખ્યું નથી હોતું ત્યારે તેને સ્વચ્છ રહેવાની તાલિમ આપવાનું શરૂ કરી

દેવામાં આવે તો મળમૂત્રની બીજી અવસ્થાને એના સમય પહેલાં જાગૃત કરી દેવામાં આવે છે. બાળકના જીવનના આ સ્થળે તેમજ સમયે એની જીવનશક્તિ ગૂંચવાઈ જાય છે. જેનામાં અસંતોષ રહી ગયો છે એવી એ શક્તિ ત્યાંથી આગળ વધવાની ના પાડે છે. ત્યાંજ પડી રહે છે. ત્યાં જ ગંધાઈ જાય છે. ધાવણ તેમજ મળમૂત્ર વિષેની કુદરતી યોજનામાં વિક્ષેપ પડવાથી, અસંતોષાયેલી, બંધનમાં આવી પડેલી એ શક્તિ પહેલા કે બીજા વર્ષમાં બાળક જે જાતનાં વર્તનો કરતું હોય તેવી જ જાતનાં વર્તનો માણસ પાસે મોટી ઉમરે પણ કરાવે છે. ધાવણમાંથી મળતા સુખ-સંતોષને આ રીતે અટકાવી દેવાથી તેમ જ મળમૂત્રની અવસ્થાને વહેલી જગાવી દઇ તેની પર દબાણ લાવતાં બાળકમાં આક્રમક વૃત્તિ ઉશ્કેરાઈ જાય છે. જે બાળક સુખમાં દિવસ પસાર કરતું હતું તેને દુઃખી બનાવી દેવામાં આવે છે. જીવનશક્તિના સરળ પ્રવાહને આ રીતે ડહોળી મૂકતાં બાળક અધીરું, મિજાજી, જીદ્દી, બીજાના દુઃખનો ખ્યાલ ન કરનાર અને જેને કદિ પણ સંતોષ થતો નથી એવું સતત અસંતોષી બને છે.

ધાવણ આપતી મા બાળક ગુસ્સે થાય તેવું વર્તે છે તો "ચાવીને ખાઇ જવા જેવી" ચીઢ એને ચઢે છે. આ ઉંમરે એનો બધો જ ગુસ્સો એ પયોધર પર ઠાલવે છે. એને બચકાં ભરે છે, એમ માનીને કે એ પયોધર એને અશાન્તિનો અનુભવ કરાવે છે. પયોધર એનું દુશ્મન છે તેમ તે માને છે. મા એને ગુસ્સો કરાવતી હોવાથી એને લાગે છે કે જે પયોધર પર એને પ્રેમ રાખવો છે તે જ પયોધર એને ધિક્કારે છે. આથી એ પોતે પણ પયોધરને ધિક્કારતું થઇ જાય છે. આ જાતની બંધાતી ગાંઠને કારણે જીવનની શરૂઆતના મહિનાઓમાં જ પ્રેમ અને ધિક્કારના વર્તુળમાં તે ફસાઇ જાય છે. આવાં બાળકોમાં કોઈ પર વિશ્વાસ આવતો નથી અને બીજાઓ તેની વિરૂધ્ધમાં છે તેવા ખ્યાલથી જીવનભર હેરાન થાય છે.

આ જ અવસ્થામાં બાળકનો પયોધર પરનો ગુસ્સો દિવસે દિવસે વધતો જાય છે ત્યારે જે પયોધર એને દૂધ આપે છે, એનું રક્ષણ કરે છે તેની પર ગુસ્સે થવા માટે, તેને ચાવી ખાઇ જવાની વૃત્તિ થઇ આવવા માટે એને દુઃખ લાગે છે એનો ગુસ્સો પયોધરનો નાશ કરશે તો એનું શું થશે એવી દહેશત લાગતા એ ગમગીન, ઉદાસ બની જાય છે. જરાજરામાં ગભરાઇ જવું, ઉદાસ બની જવું એ તેના માનસિક લક્ષણો બને છે. મોટી ઉમરે જરાપણ તકલીફ પડતા તે ચિંતાગ્રસ્ત બની જાય છે.

ધાવણની અવસ્થામાં, બાળકને વધુ પડતો રસ લેતુ કરી દેવામા આવે છે તો પણ બાળક ધાવવા માટેની ગ્રંથીમાં બધાઈ જાય છે આવુ બાળક ધાવણ તો છોડી દે છે જ પરંતુ ધાવવા માટેની માનસિક ઇચ્છા એવી તો ગંઠાઇ જાય છે કે જેથી એ માતાથી માના પયોધરથી – કદિ પણ સ્વતંત્ર થઇ શકતુ નથી. પરાધીન રહેવું એ એનુ લક્ષણ બને છે આવા માણસોમા વાસ્તવિકતાની સમજ આવતી નથી ધાવણ ન મળતા બાળક જેમ ગુસ્સે થાય છે, જેમ રડારોળ કરે છે, જેમ ઉદાસ થઇ જાય છે, તેવા વર્તન જીવનપર્યંત કરે છે. આવા માણસોને મહેનત કરવી ગમતી નથી.

વધુ પડતો શારીરિક પ્રેમ આપવાથી બાળકની લિંગી અવસ્થા વહેલી જાગી ઊઠે છે. લિંગી અવસ્થા સાથે જોડાયેલી કામવૃત્તિને કાબુમા રાખવા જેટલી શક્તિ બાળકમા આવે તે પહેલા એને જગાડી દેવાથી બાળક ગભરાઇ જાય છે, નબળું પડી જાય છે, ગુસ્સે થઈ જાય છે. આવા બાળકમા સંયમ શક્તિ આવતી નથી એનામા કામ તેમ જ ક્રોધ બન્નેને સંયમમા રાખી શકે તેવી તાકાત લાવનાર તત્ત્વ ઉત્પન્ન થતુ નથી

વિકાસ અવસ્થાઓમાથી બાળક પસાર થતું હોય ત્યારે તે ગુસ્સે થાય તેવા વર્તનો માબાપ કર્યા જ કરે તો

મનોભંગ ભોગવતું બાળક આગળની અવસ્થામાં ચાલી જાય છે કે પીછેહઠ કરી પાછલી અવસ્થાને પકડી રાખે છે.

પરિણામ :

જીવનશક્તિનો થોડો ભાગ તો દરેક અવસ્થામાં ગંઠાઇ જવાનો પરંતુ જો ગાંઠ વધારે પડતી મજબૂત બંધાઈ જાય તો ભવિષ્યમાં થનારી માનસિક કે શારીરિક બિમારી માટેનું પહેલેથી જ પ્રવૃત્ત (predisposing) કારણુ બની રહે છે.

મોટા પ્રમાણુમાં જીવનશક્તિ જો ગંઠાઇ જાય છે તો માણુસમાં સામાજીક જીવન જીવવા માટેની આવડત તથા તાકાત આવતાં નથી. શકિતને અભાવે તે સતત ભયભીત, તથા ચિંતાગ્રસ્ત રહે છે. જરા જેટલો ફેરફાર થતાં એ હેરાન થઈ જાય છે અને જરાજરામાં એને આઘાત લાગી આવે છે. આવો માણુસ ઉદાર બની શક્તો નથી. સ્વભાવે કડક તથા ચીકણો બને છે.

જીવનશકિતનો બંધાઈ ગયેલો ભાગ, વિકાસ માટે આગળ વધતા ભાગને, પોતાના તરફ પાછો ખેંચવા સતત પ્રવૃત્ત હોય છે તેથી તેને આગળ જવા માટે ઘણું બળ વાપરવું પડે છે. આમાં શકિતનો વ્યર્થ વ્યય થઇ જાય છે.

જેટલા પ્રમાણુમાં જીવન શકિત બંધનમાં તેટલા પ્રમાણુમાં વૃત્તિઓ બળવાન બને છે. બળવાન તથા અંધ વૃત્તિને કાબૂમાં રાખવા માટે જીવનભર પોતાની શકિતનો ખર્ચ કરવો પડે છે તેથી જીવન-શકિતને ઊર્ધ્વમાર્ગે લઇ જવાનું, વાસ્તવિકતાની સમજ વધારવાનું બળ માણુસમાં રહેતું નથી.

જીવનશકિતનું વહન જુદીજુદી અવસ્થામાંથી પસાર થતાં જ્યાં જ્યાં તે ગંઠાઇ જાય છે તેને ચિત્રરૂપે સમજવા માટે

નીચે પ્રમાણે મૂકી શકાય જેમાં સીધી લીટી વિકાસ માર્ગ અને નાનાં ટપકાં ગંઠાયેલી શકિત બતાવે છે.




અ. સંપૂર્ણ વિકાસ બતાવે છે—જેમાં જીવનશકિત પૂર્ણ વિકાસ પામી લિંગી ધ્યેય ( genital goal) પર પહોંચી જાય છે.

બ. બમાં શરૂઆતથી જ શકિત બંધનમાં આવી ગયેલી દેખાય છે. જીવનશકિતનો થોડો જ ભાગ છેલ્લા ધ્યેય સુધી પહોંચે છે.

ક. કમાં તે શકિત વધુ વ્હેંચાઇ ગયેલી છે. જુદી જુદી અવસ્થામાં ગંઠાઈ ગઇ છે.

ખ. ખમાં તે શકિત સંપૂર્ણપણે શરૂઆતની અવસ્થામાં બંધાઇ ગઈ છે.

કોઇપણ એક અવસ્થામાં જીવનશક્તિ જટિલપણે ગંઠાઇ જતાં તેનો થોડો જ ભાગ દૈનિક જીવન જીવવા માટેના ઉપયોગમાં આવતો હોવાથી, એના માર્ગમાં વિક્ષેપ આવતાં, નિરાશા આવતાં એ પીછેહઠ કરી, જ્યાં જટિલ બંધન થયું હોય તે અવસ્થાએ પહોંચી જાય છે; એટલે કે વાસ્તવિક જીવન સાથેનો સંબંધ તોડી નાખી તરંગી જીવનમાં ચાલી જાય છે. આથી ભૂલાઈ ગયેલા બચપણના તરંગો જાગૃત થાય છે અને ફરી બચપણનું જીવન જીવે છે. જેમ બંધન વધારે જટિલ તેમ પીછેહઠનો વેગ ઝડપી હોય છે. બંધન પીછેહઠનો માર્ગ તૈયાર રાખે છે. મુશ્કેલી આવી પડે ત્યારે જુદા જુદા માણસો પર જે જે અસર થાય છે, તેઓ જે જે ઉકેલ શોધે છે તે જોઇએ તો ઉપરની હકીકત સ્પષ્ટ દેખાઇ આવે તેમ છે.

## વિભાગ ચોથો

**૨૧**

મનુષ્યના મનના ત્રણ મુખ્ય અંગ છે, જન્મથી આવેલા આવેગો (Id), અહં (Ego), અને અતિઅહં (Super Ego-અંતઃકરણ).

**મનનું બંધારણ**

આ ત્રણે અંગો વચ્ચે સુમેળ મેળવવા માણસ પોતાના પ્રયત્નો કરતો હોય છે. જેમ સુમેળ વધારે તેમ માણસ પોતાના વાતાવરણમાં સંતોષપૂર્વક કુશળપણે કાર્ય કરી શકે છે. જ્યાં આ ત્રણેમાં એક બીજા માટેનો વિરોધ હોય છે ત્યાં માણસ માનસિક અશાન્તિ અનુભવે છે અને એની કાર્યદક્ષતા ઘટી જાય છે. જન્મથી આવેલા આવેગો એટલે માણસમાં જન્મથી તેના શરીર સાથે જડાયેલી જે શક્તિઓ આવે છે તે. શરીરમાંથી ઉત્પન્ન થતી આ શક્તિઓ પોતાના સંતોષને માટે બાળક

જન્મતાંની સાથે એમની પ્રવૃત્તિ શરુ કરે છે. જે સુખ આપે છે એનો તે સ્વીકાર કરે છે અને દુઃખ આપે છે તેનાથી તે દૂર રહે છે. આમ સુખ અને દુઃખ એની પાસે સર્વ ક્રિયાઓ કરાવે છે.

પ્રકૃત્તિ (Id) માનસિક ઉત્તેજનાનું મુખ્ય મૂળ છે. એ આપણી વૃત્તિઓનું સ્થાન છે. બહારની દુનિયા સાથે એને કશો સંબંધ નથી. શક્તિઓનો એ શંભુ મેળો છે. એમાં કોઇ વ્યવસ્થા નથી. એમાં કોઈ ફેરફાર થતો નથી. મનુષ્યને જીવનભર થતા અનુભવોની અસર એના પર થતી નથી. નીતિ નિયમો એને લાગુ પડતા નથી. દલીલોની અસર એના પર થતી નથી. એને કોઇ જાતનું બંધન નથી. એ સ્વાર્થી છે. વૃત્તિઓને સંતોષવી એજ તેનું ધ્યેય છે. દુઃખ એનાથી સહન થતું નથી. સુખ શોધવું અને દુઃખ દૂર કરવું એ બે જ કાર્ય એને માટે મહત્ત્વનાં છે. તે પોતાની જાત સિવાય બીજા કોઇને ઓળખતું નથી. બીજા કોઈની ગણના કરતું નથી. પોતે સર્વશક્તિમાન છે એ રીતે વર્તે છે. એ સ્વયં-સંચાલિત છે. એ નિર્ગુણ છે, નિરાકાર છે. મનુષ્યમાં આવેલું આ એક એવું છુપું તત્વ છે જેના વિષેનું આપણું જ્ઞાન હજુપણ અધુરૂં છે. જ્યારે જ્યારે એ ક્રિયાત્મક બને છે ત્યારે માણસ આવેગવશ બની જાય છે. આથી પ્રકૃત્તિને કળવી મુશ્કેલ બને છે. પ્રકૃત્તિ વિચારતી નથી, તે તો ફક્ત ઇચ્છાઓ કરે છે અને તેમને સંતોષવા કાર્ય કરે છે. આમ પ્રકૃતિ એ માણસની અંદરની દુનિયા છે. બહારની દુનિયાની જેમ એ પણ એક વાસ્તવિક તંત્ર છે. મનુષ્ય બહારની દુનિયાના પરિચયમાં આવે તે પહેલાં આ અંદરના જગતને ઓળખતું થાય છે.

અહં (Ego)

મનુષ્યનું બાળક તદ્દન પરાધીન હોવાથી, તેની પ્રકૃત્તિ મારફત તે સુખ મેળવવા માટે અને દુઃખ દૂર કરવા માટેનાં વર્તન

વર્તન કરે છે ત્યારે તે તેની ઉછેર કરનાર સાથે ઘર્ષણમાં આવે છે. એની પ્રકૃતિ અનુસાર ધાવવામાંથી પેટ ભરવા ઉપરાંત સુખ પણ મળતું હોવાથી એને ધાવ્યા જ કરવાની વૃત્તિ થતી હોવા છતાં એની મા એને મન ફાવે ત્યાં સુધી ધાવવા દેતી નથી. એના પર નિયંત્રણ મૂકે છે. તેથી તેનામાં માનસિક ઘર્ષણ થાય છે.

બાળકની જરૂરિયાતો પુરી કરવા માટે પ્રકૃતિને બાહ્ય પદાર્થો પર આધાર રાખવો પડે છે. આ કારણે એને જે જરૂર છે તે મેળવવા માટે બાહ્ય જગતને અનુકૂળ થવું પેડે છે અગર એના પર કાબુ મેળવવો પડે છે. અંદરની દુનિયા – પ્રકૃતિ અને બાહ્ય જગત વચ્ચે આપ લે કરવા માટે એક નવા તંત્રની જરૂરિયાત ઊભી થાય છે. પ્રકૃતિ અને જગત વચ્ચે, વૃત્તિ અને સમાજ વચ્ચે આપ લે કરવા માટે પ્રકૃતિમાંથી જ આપોઆપ એક નવું તંત્ર ઊભું થાય છે તે "અહં" (Ego).

પ્રકૃતિ સુખ સંતોષને તાબે છે, જ્યારે અહં વાસ્તવિક તત્વને તાબે રહે છે. વાસ્તવિક તત્વ, વૃત્તિઓને એના મૂળ સ્વરૂપમાં એકાએક બહાર ધસી આવતાં અટકાવે છે. નુકશાન ન થાય તેવો માર્ગ જડે નહિ ત્યાંસુધી તેને રોકી રાખે છે. દા. ત. ભૂખ લાગે ત્યારે ભૂખથી ઉશ્કેરાઈ ગમે તે ખાઇ લેવાથી નુકશાન થાય છે આથી યોગ્ય ખોરાક ન મળે ત્યાં સુધી ભૂખને રોકી રાખે છે. 'અહં'માં આવી જાતની વાસ્તવિકતાની સમજ આવે છે.

પ્રકૃતિમાંથી ધસી આવતી વૃત્તિને તરત બહાર ન જવા દેતાં અહં તેને અટકાવે છે ત્યારે વૃત્તિ જે ધમાલ કરે છે તેને તે સહન કરી લે છે. વૃત્તિઓને સંપૂર્ણપણે રોકી રાખવી અશક્ય છે તેથી વાસ્તવિક તત્વ (અહં)ને આખરે તો તેમને સંતોષ મળે તે માટેનો

માર્ગ શોધી આપવો પડે છે આમ 'અહં' બુદ્ધિનો ઉપયોગ કરે છે, વિચાર કરે છે. વિચાર કરવાની ક્રિયાથી, વૃત્તિઓએ ઊભા કરેલા પ્રશ્નોનો નિકાલ અહં લાવે છે.

વિચાર કરવાની ક્રિયાથી 'અહં' અંદરની દુનિયા–પ્રકૃતિ અને બહારની દુનિયા–સમાજ એ બન્નેને છૂટા પાડે છે. આથી માણસમાં વિવેકશક્તિનો વિકાસ થાય છે તેની મદદથી જે યોગ્ય ગણાય તેનો અહં સ્વિકાર કરે છે. વૃત્તિઓ અને સંજોગો પર કાબુ મેળવવામાં વિવેકશક્તિ એને મદદરૂપ થઇ પડે છે.

'અહં'ની રચના ઘણી ગૂંચવણ ભરેલી છે. એને પ્રકૃતિ અને બાહ્યજગત વચ્ચે મધ્યવર્તી બનવાનું હોય છે. પ્રકૃતિ વૃત્તિ સુખસંતોષ મેળવવા માટેના તરંગો કરે છે, બાહ્ય જગત તે માટેના સાધનો પુરા પાડે છે, અને અહં કયા સાધનો દ્વારા વૃત્તિને કેટલો સંતોષ લેવા દેવો તે નક્કી કરે છે. તરંગો અને વાસ્તવિકતા વચ્ચેનો ભેદ અહંને સમજવાનો હોય છે.

બુદ્ધિ, વિચારશકિત, વિવેકશકિત, કલ્પનાશકિત આ બધાનો ઉપયોગ કરી 'અહં' પોતાની વાસ્તવિકતાની સમજ વધારે છે. આથી અનુભવ, આત્મસંયમ, જવાબદારીનું ભાન, શિક્ષણ એ બધા એના વિકાસમાં મદદરૂપ થઇ પડે છે

અતિ અહં (Super Ego)

મનુષ્યના મનનું આ એક અતિ અગત્યનું અંગ છે એની કાર્યપદ્ધતિ વિષે સમજ હોવાનું માબાપ માટે બહુ જ જરૂરી છે.

નીતિ-રીતિના ધોરણો, વ્યવહારમાં શું સાચું અને શું ખોટું તે વિષે અતિઅહં માણસને જાગૃત રાખે છે.

પ્રકૃતિ સુખ ને તાપ માટે પ્રવૃત્ત થાય છે, અહં વાસ્તવિકતા સ્થાપવા મથે છે જ્યારે અતિઅહં આદર્શ અવસ્થા, ને પૂર્ણતા સ્થાપવા મથે છે.

અતિઅહં દરેક મનુષ્યમા રહેલો એને માટેનો જીવંત કાયદો છે.

મા-બાપની બાળક પાસેની માગણીઓમાથી, તેની સાથેના તેમના વર્તનોમાંથી તેમની પ્રેમ આપવાની રીતમાથી, તેમનાથી થઈ જતી શિક્ષામાંથી બાળકના 'અહં' પર પ્રતિદિન જે અસર થાય છે તેમાથી 'અતિઅહં' નામનુ માનસિક તંત્ર ઉભુ થાય છે. બાળક પર મા બાપ જે જાતનુ આધિપત્ય રાખે છે – રાખવા માગે છે, તેવી જ જાતનુ આધિપત્ય 'અતિ અહં' 'અહં' પર રાખતું થઇ જાય છે. બાળકના અતિઅહંના ઘડતરમા મા-બાપના અતિઅહંનો બહુ જ મોટો હિસ્સો હોય છે. માણસના બચપણમા એના મા-બાપે જે જાતની નૈતિક માગણીઓ કરી હોય, જે પ્રમાણમા કઠોર અને કડક બની શિક્ષા કરી હોય તેવી જ રીતે 'અહં' સાથે 'અતિઅહં' વર્તે છે. અતિઅહંના ઘડતરમા શિક્ષક અને ધર્મગુરુનો પણ હિસ્સો હોય છે. વિકસતા બાળક પર જેની જેની સત્તા હોય – જે મા બાપનુ સ્થાન લઇ શકે તેમ હોય તે સર્વની એના અતિઅહં પર અસર થયા વગર રહેતી નથી.

મા બાપ રાજી થાય તેવું બાળક કરે છે ત્યારે મા-બાપ તેની પર ખુશ થઈ એને શાબાશી આપે છે બાળક અને મા-બાપના સબંધથી ઊભી થતી આ એક એવી પરિસ્થિતિ છે કે જેને કારણે મા-બાપના નૈતિક ધોરણો બાળકમા અતર્ગત (Introjection) થઇ જાય છે. મોટા થયા પછી, મા-બાપથી જુદા પડી ગયા પછી પણ મા-બાપની ઈચ્છા હતી તેવું વર્તન માણસથી થયા કરે છે આ

કારણે 'અતિઅહં' અહં પાસે સમાજ, પરમેશ્વર, રાજ્ય વગેરેને રાજી રાખવા માટેનાં વર્તનો કરવાની માગણી કરે છે.

બાળક પર ખુશ થવાને બદલે મા-બાપ ગુસ્સે થાય, બાળક સાથે કડક બની જાય, શિક્ષા કરે તો અતિઅહંમાં મા-બાપની નાખુશી કઠણાઈ અને શિક્ષા કરવાનું વલણ આવી જાય છે. આવાં મા-બાપ નીચે ઉછરેલા બાળકનું અતિઅહં શિક્ષા કરનારું બને છે. ઉપર કહેલી વસ્તુને વધુ સ્પષ્ટ કરવા માટે એક દાખલો લઈએ. બાળક સ્વચ્છ અને સુંદર દેખાય ત્યારે મા-બાપ તેની પર ખુશ થઈ એને શાબાશી આપે છે. એને પોતાની નજીક લઈ એના પર પ્રેમ વર્ષાવે છે ત્યારે એમાંથી સ્વચ્છ રહેવું, સુંદર રહેવું વગેરે આદર્શો બાળકમાં ઘડાય છે. અસ્વચ્છ બાળક નિંદાને પાત્ર બને, શિક્ષા ખમે ત્યારે ગંદકી કરવી ખરાબ છે એવો ખ્યાલ તેમનામાં ઠસી જતાં, એનો અતિઅહં ગંદકી કરવા માટે એને અંદરથી નિંદે છે. આ નિંદામાંથી છૂટવા માણુસ સ્વચ્છ રહે છે. આ પ્રમાણે જોઈએ તો માણુસ ખુશીથી સ્વચ્છ રહે છે કે નિંદામાંથી છૂટવા સ્વચ્છ રહે છે એનો આધાર એના અતિઅહંના બંધારણ પર છે. આવું બધા જ નીતિ નિયમોની બાબતમાં બની શકે છે.

બાળક મા-બાપના પ્રેમની અપેક્ષા રાખે છે. મા-બાપનો પ્રેમ એને મળવો જ જોઈએ, એની પર એનો હક્ક છે તેવું તેનું વર્તન હોય છે. અનુભવે તે જાણે છે કે એના પર નાખુશ થતાં મા કે બાપ તેને અપાતું તેમનું વહાલ પાછું ખેંચી લઈ એને શિક્ષા કરે છે. આથી તેમનો પ્રેમ મેળવવો હોય તો તેઓ કહે તેમ કરી તેમને રાજી રાખવાં જોઈએ. આપણું અતિઅહં આ જાતનું છે. એ રાજી થાય તો અહં ખુશમાં આવી જાય છે, એ નાખુશ થઈ શિક્ષા કરે છે તો અહં સંકોચાઈ જાય છે.

બાહ્યજગત સાથે સીધો સંબંધ 'અહં'ને હોય છે. મનુષ્યનાં નૈતિક કે અનૈતિક બધાંજ કાર્યો માટે અહં જવાબદાર છે કારણ કે બધાંજ શારીરિક તેમજ માનસિક કાર્યોનો પ્રણેતા અહં છે. અહં જે વિચાર કે વર્તન કરે તે માટે અતિઅહંની અનુમતિની જરૂર હોય છે. અતિઅહં માટે વિચાર કે વર્તન બન્ને એક સરખાં છે. તેથી અહંને કોઈ એક વિચાર આવતાંની સાથેજ અતિઅહંને તે સ્વીકાર્ય ન હોય તો એની અનુમતી નથી એમ કહી તે વિચાર કરવા માટે એને નિંદવાનું શરૂ કરી દે છે.

ધાવણ ધાવતાં બાળક બચકાં ભરે તો મા ધાંટો પાડી કે ધવડાવવાનું બંધ કરી બાળકને શિક્ષા કરે છે. એજ મા બાળક પર ખુશ થઇ જાય છે ત્યારે બાળકને ચિડવી એની પાસે બચકાં ભરાવે છે. બાળક જ્યાં ત્યાં પિશાબ કરી નાખે છે તો મા-બાપ તેની પર ચિડાય છે પરંતુ મળવા આવનાર સગાના ખોળામાં પેશાબ કરી નાખે તો બાળકે ખુશી વ્યક્ત કરી છે તેમ કહી બાળક પર ખુશ થઇ જાય છે. નવા જન્મેલા બાળક તરફ મોટા થતા બાળકને અણગમો હોય છે પરંતુ અણગમો વ્યક્ત કરે તો મા-બાપ ચિડાય છે, એના પરનો એમનો પ્રેમ ખેંચી લઇ એને શિક્ષા કરે છે તેથી અણગમાને દબાવી દઇ નવા આવનાર બાળક તરફ એને ખૂબ પ્રેમ છે તેવું બતાવે છે ત્યારે મા-બાપ એની પર ખુશ થઈ એને જે કરવું હોય છે તે કરવા દે છે. અતિઅહં, માણસ સાથે, અહં સાથે, આવો જ વ્યવહાર રાખે છે. એ ખુશી થઇ જાય ત્યારે જેની એ નિંદા કરે છે એજ વર્તન કરવાની છૂટ આપે છે.

એવાં પણ મા-બાપ હોય છે જેઓ બાળક પાસે એનાં વર્તનો માટે હમેશ નાખુશી વ્યક્ત કરે છે. પોતાનાં બાળકને બીજા-ઓનાં બાળકો સાથે સરખાવી ઉતારી પાડે છે અને બાળકની ચારે

બાજુ ભય, ક્રોધ અને શિક્ષાનું વાતાવરણ ઊભું કરે છે. આવાં મા બાપ નીચે ઊછરેલા બાળકનું અતિઅહં તેની અંદરની પરિસ્થિતિમાં આવી જાતનું વાતાવરણ અહં માટે ઊભું કરે છે. આમાંથી "શિક્ષા ખમી લઇશ તોજ અતિઅહં એની પકડમાંથી મને છોડશે; આખરે તો એણે મને શિક્ષા કરવી જ છે ને તો લાવ હું પોતે જ મારી જાતને શિક્ષા કરી લઉં !" આવાં વિચાર વર્તન તેના અહંથી થતાં હોય છે. જેનો અતિઅહં આવો કઠોર હોય છે તેયો માણસ માંદો પડે છે, એને અકસ્માત નડે છે, એ ભૂલી જાય છે, વસ્તુઓ ગુમાવે છે, આમ દરેક જાતની આપત્તિ પોતાની જાતને શિક્ષા કરવા માટે વહોરી લે છે.

માબાપનું બાળક સાથે કે અતિઅહંનું અહં સાથે પ્રેમભર્યું કે શિક્ષા આપનારું વર્તન થાય છે તેના પર માણસમાં આવતી સ્વમાનની કે લઘુતાની લાગણીનો આધાર છે. સ્વમાન એટલે અહંનો પોતાની જાત તરફનો પ્રેમ, લઘુતા એટલે અહંનો પોતાની જાત તરફનો તિરસ્કાર. અહં જ્યારે જ્યારે જે જે કાર્ય કરે તેમાં અતિઅહંની સંમતિ હોય છે તો તે અહંમાં સ્વમાનની લાગણી પ્રીવી ઊઠે છે, પોતે કંઇક કરી શકે તેમ છે તેવી હિંમત તેનામાં આવે છે. વૃત્તિઓને તાબે થઈ અહં વતન કરે છે ત્યારે અતિઅહં તેને નિંદે છે તેથી એનામાં લઘુતાની લાગણી - પોતાના પ્રત્યેનો તિરસ્કાર - થઇ આવે છે. અહં પોતે જ પોતાનાં વર્તનો માટે શરમાય છે.

પ્રકૃતિમાંથી ધસી આવતી વૃત્તિઓ સામે લડી લઇ તેમને દબાવી દેવાનું કે તેમને પોતાનામાં સમાવી લેવાનો અહં પાસે અતિઅહં આગ્રહ રાખે છે. અને તેનું પાલન અહંને કરવું પડે છે. એ ન કરે તો તે શિક્ષાને પાત્ર બને છે. આમ વૃત્તિઓને ક્યારે અને

કેટલી બહાર આવવા દેવી જેથી અતિઅહંની શિક્ષા ન ખમવી પડે તે જાણવા માટે અહંને રાતદિવસ પ્રવૃત્ત રહેવું પડે છે.

પ્રકૃતિ, અહં અને અતિઅહં આ ત્રણે ક્રિયાઓ છે. એમની વચ્ચે કોઇ ચોક્કસ હદ નથી. મનની અંદર થતા જુદા જુદા પ્રવાહોનાં આ નામ છે. મૂળમાં તો આ ત્રણે એક છે. પ્રકૃતિમાંથી વૃત્તિઓ જાગે છે, વૃત્તિમાંથી અહં અને અહંમાંથી અતિઅહંના પ્રવાહો, ક્રિયાઓ ઊઠે છે. પ્રકૃત્તિ અંદરનું જગત છે. અહં આંતર અને બાહ્ય જગત વચ્ચે સમાધાન કરાવનાર વાસ્તવિક તત્ત્વ છે જ્યારે અતિઅહં સાંસ્કૃતિક પ્રણાલિકાનું વાહન છે.

# ૨૨

## અહં અને અતિઅહંનો ક્રમે ક્રમે થતો વિકાસ

બાળકનું પહેલું વર્ષ

શરૂઆતના દિવસોમાં નાનું બચ્ચું પોતાના વિષે તદ્દન અભાન હોય છે. સ્થળ અને સમયનો એને ખ્યાલ હોતો નથી. જુદા જુદા અસ્પષ્ટ અને ક્ષણિક અનુભવોમાંથી તે પસાર થાય છે. આ પછી કોઇની એને હુંફ મળે છે, કોઇનું માતૃત્વ મળે છે એવી ઝાંખી સમજ એનામાં આવે છે. આવી સમજ આવ્યા પછી માની હૂંફ મળતાં તે સુખી થાય છે અને એ ઇચ્છે ત્યારે તેને હૂંફ ન મળે તો તે હેરાન થઇ દુઃખી થાય છે. સુખ આપનાર "સારી મા" છે અને દુઃખ આપનાર "ખરાબ મા" છે તેવો ખ્યાલ તેને આવે છે. તેની યાદશક્તિને પ્રવૃત્ત કરનાર આ પ્રથમ અસ્પષ્ટ અને ક્ષણિક ક્રિયાઓ છે. આ અનુભવોમાંથી તેના 'અહં'ની શરૂઆત થાય છે. મા દૂધ આપી ભૂખનું દર્દ દૂર કરી એને સંતોષે છે એ જાતની જાણ થયા પછી "તે પોતાની માને ઓળખી કાઢે છે, શોધે છે. દૂધ આપવામાં મા

નિયંત્રણ મૂકે છે તે તેના "અહં"ના વિકાસમાં મદદ કરે છે. બાળકની બધી જ જરૂરિયાતો નિયંત્રણ વગર જ પુરી પાડવામાં આવે તો તેનામાં વાસ્તવિકતાનો ખ્યાલ આવતો નથી. પરંતુ નિયંત્રણમાં વધુ પડતી સખ્તાઇ પેસી જાય તો બંધાતા "અહં"ને નુકશાન થાય છે. પ્રેમ કરતાં નિયંત્રણના પ્રમાણમાં વધારો ન થવો જોઇએ. વધુ પ્રેમ અને ઓછું નિયંત્રણ બાળકના વિકસતા અહંને ખૂબ મદદરૂપ થઇ પડે છે.

દિવસે દિવસે બાળક જેમ મોટું થતું જાય તેમ તેમ તેને સમજાય છે કે એનાં વર્તનોની અસર એની આસપાસના માણસો પર થાય છે. અને તેઓ જે જે વર્તન કરે છે તે પરથી તેનામાં સુખ-સંતોષ મેળવવાની ઝંખનાને સ્થાને વાસ્તવિકતાની સમજ આવતી જાય છે. એટલે કે ઇચ્છાને મુલતવી રાખવાની આવડત તેનામાં આવતી જાય છે.

આ જાતની એનામાં આવેલી સમજ એના "અહં"ને પ્રકૃતિમાંથી છૂટો પાડે છે. આ ઉપરાંત અતિઅહંના તંત્રની શરૂઆત પણ આ પહેલા જ વર્ષમાં બંધાતી જોવામાં આવે છે.

છ મહિનાના બાળકમાં પ્રેમ અને તિરસ્કારની લાગણીઓ સ્પષ્ટ દેખાઇ આવે છે. જેના તરફ તિરસ્કાર હોય તેની પર આક્રમણ પણ કરે છે. જે એને ગુસ્સે કરે છે તેને બચકાં ભરે છે—ખાઇ જવાની વૃત્તિ એને થઇ આવે છે. દૂધ પાનાર પયોધર એને ગુસ્સે કરી મૂકે છે તો બચકાં ભરી દે છે. જે પયોધર દૂધ આપી એને જીવંત રાખે છે, જે મા-બાપ પ્રેમ આપી એને સલામત રાખે છે તેમની પર તેનાથી આક્રમણ થઇ જતું હોવાથી, મા-બાપનો પ્રેમ ગુમાવી બેસવાની તેને દહેશત લાગે છે. આથી આક્રમક થતાં તે ગભરાઇ જાય છે અને થઈ આવતા તિરસ્કારને રોકવાની ક્રિયા કરે છે તેમાંથી અતિઅહંની શરૂઆત થાય છે.

આ પ્રમાણે પહેલા વર્ષમાં અહં અને અંતઃકરણ બન્નેની શરૂઆત થતી જોવા મળે છે.

### બીજું અને ત્રીજું વર્ષ

તદ્દન પરાધીન બાળક જેમ જેમ ચાલતાં બોલતાં અને સ્વચ્છ રહેતાં શીખે છે તેમ તેમ તેનું પરાધીનપણું ઓછું થતું જાય છે. એના પોતાના શરીર પર કાબુ રાખતાં એને આવડે છે. આ સાથે શરીરની અંદર, આવેગોને કારણે થઇ આવતી તંગ પરિસ્થિતિને–દુઃખને–સહન કરવાની તાકાત તેનામાં આવે છે. છે. શારીરિક અને માનસિક દુઃખ સહન કરવાની શકિત તેનામાં આવતાં, તે એની ઈચ્છાઓને મુલતવી રાખવાની આવડત પણ મેળવે છે. આમ નિર્ણયશકિત, અગમચેતી, સહિષ્ણુતા, વાસ્તવિકતાની સમજ આ બધી "અહં"ની ક્રિયાઓ એક સાથે વિકસે છે.

જેમ જેમ બાળક ભાષા શીખતું જાય છે, તેના વિચારો અને શબ્દોને જોડતું જાય છે તેમ તેમ તેનામાં (તેના અહંમાં) બાહ્ય પરિસ્થિતિ તેમજ આંતરિક આવેગો સાથે કેમ કામ લેવું તેની સમજ પણ આવતી જાય છે. આવેગો પર જેમ જેમ તે કાબુ મેળવતું જાય છે તેમ તેમ તેનામાં પોતા વિષેનું માન વધતું જાય છે. તેના પોતાનામાં તાકાત છે તેવો ખ્યાલ તેને આવે છે. આમ ભાષાની આવડત તેનામાં આત્મવિશ્વાસ લાવે છે.

ભાષા શીખતાં બાળક વિચાર કરતું થાય છે. વિચાર કરતું થતાં તેની અંદરની તંગ અવસ્થા ઘટતી જાય છે. તરંગો કરવાને બદલે કલ્પના કરતું બને છે, અને વૃત્તિઓથી ખેંચાઇ જવાને બદલે વાસ્તવિકતાની સમજથી થતાં વર્તનો તરફ વળતું જાય છે. જે જે અનુભવો એ થાય છે તે તેની બૌધ્ધિક શકિતઓ વધારે

છે, તેનામાં સહિષ્ણુતા, દુઃખ સહન કરવાની તાકાત, અને વૃત્તિઓને અટકાવી રાખવાની – મુલતવી રાખવાની શકિત આવતી જાય છે. આ કારણે જુદા જુદા અનુભવો મેળવતાં બાળકને રોકવું ન જોઇએ.

## ચિંતા (anxiety)

એક પરિસ્થિતિમાં (ગર્ભમાં) લાંબા વખત સુધી સલામતી ભોગવેલી, તેમાંથી એકાએક નવી પરિસ્થિતિમાં જન્મ વખતે આવી પડતાં, બાળક ગભરાઈ જાય છે, તેને આઘાત લાગે છે, "હવે શું થશે" એવી શારીરિક ચિંતા તેને થઇ આવે છે. આમ "અહં" અસ્તિત્વમાં આવે તે પહેલાં ચિંતાનું અસ્તિત્વ જોવા મળે છે. આ ઉપરાંત નીચેનાં કારણોએ બાળકને ચિંતા થઇ આવે છે.

(૧) અંદરથી ઊઠતી વૃત્તિઓની માગણી બાળક પૂરી પાડી શકતું ન હોવાથી વૃત્તિઓ જે ધમાલ કરી મૂકે છે તેમાંથી પોતાનું અસ્તિત્વ ભયમાં મુકાઈ જશે તેવી ચિંતા તેને થઈ આવે છે. વિકસતા અહંને માટે ચિંતાનો આ પ્રથમ અનુભવ છે.

(૨) નાનું બાળક ગુસ્સે થાય છે ત્યારે તેને માને બચકાં ભરી ખાઇ જવાની વૃત્તિ થઇ આવે છે, (Canibalistic impulse) ત્યારે બીજાઓ તેને ખાઇ જશે તેવી ચિંતા તેનામાં આવી પડે છે.

(૩) મા-બાપ પાસેથી બાળક સંતોષ મેળવવાની અપેક્ષા રાખે છે. એ અપેક્ષામાં વિઘ્ન આવી પડે છે તો તે ગભરાઇ જઇ "મા બાપ તેને ચાહતાં નથી" તેવો ખ્યાલ કરી ચિંતાગ્રસ્ત બની જાય છે.

પ્રેમ એટલે બાળકને મન એની સલામતિ, એને વિકસવામાં થતી મદદ. આથી જે બાળકને પ્રેમ મળે છે તેનો અહં મજબૂત

બને છે, જે અહં ને પ્રેમ મળતો નથી તે ભયભીત, ગભરાઈ જનાર, જરાજરામાં ચિંતા અનુભવનાર બને છે.

ચિંતા થઈ આવતાં જે દુઃખ થઇ આવે છે તેમાંથી છૂટવા બાળક પ્રયત્ન પણ કરે છે. દા. ત. જે વાર્તા સાંભળવાથી એને ચિંતા થઈ આવી હોય તે વાર્તા તે વારંવાર કહેવડાવે છે, જે જગાએથી પડી જતાં વાગ્યું હોય તે જગા પરથી તે વારંવાર ભૂસકો મારે છે, જે પ્રસંગને જોવાથી (અકસ્માત જેવા) આઘાત લાગ્યો હોય તે પ્રસંગનું વર્ણન તે વારંવાર કરે છે કે કરાવે છે. આમ જેના પર એને વિશ્વાસ છે તેવાં માણસોની મદદથી એ ચિંતાને વારંવાર આવવા દઈ એની અસરને ધોઈ નાખે છે. ચિંતા પર વિજય મેળવવાનો આ માર્ગ બાળક અજમાવે છે અને ચિંતામુક્ત ન થાય ત્યાં સુધી તે એક જ વસ્તુ વારંવાર કરવાનું ચાલુ રાખે છે.

નાનું બાળક (૧) વૃત્તિઓના સંતોષ માટે અને (૨) થઈ આવતી ચિંતામાંથી મુક્તિ મેળવવા માટે વર્તનો કરતું હોય છે. એને અનુભવે સમજાય છે કે વૃત્તિના સંતોષથી મળતું સુખ અને ચિંતામાંથી મુક્ત થતાં મળતું સુખ; આ બન્ને સુખ વચ્ચે બહુ મોટો ભેદ છે. જે બાળક આ બન્ને સુખને પામી શકે છે તેનો અહં બળવાન બને છે.

બાળક બીજા વર્ષમાં આવે છે ત્યારે મા એને મળમૂત્રની બાબતમાં તાલીમ આપી, સ્વચ્છ રાખી બીજાઓ સાથે હળીમળી શકે તેવી પરિસ્થિતિ તેને માટે યોજવા માગે છે; તે વખતે બાળક જો તે તાલીમનો સ્વિકાર કરી સ્વચ્છ રહે છે તો મા-બાપ તેના પર ખુશ થઈ એની પ્રશંસા કરે છે, પરંતુ બાળક જીદ્દી બની ગંદુ રહે છે તો તેને શિક્ષા ખમવી પડે છે. શિક્ષાને કારણે તેનામાં મા-બાપ એનો સ્વિકાર કરતાં નથી તેવી ચિંતા ઊભી થાય છે અને તે

હસમુખું રહી શકતું નથી. આથી જ્યારે જ્યારે મા-બાપ એનાં વર્તનને વખોડે છે ત્યારે ત્યારે એને ચિંતા થઇ આવે છે. ચિંતાને કારણે તેને ભૂતકાળમાં થયેલા અનુભવો યાદ આવે છે. "શું કરું તો મારી પ્રશંસા થશે, શું કરૂં તો મને વખોડવામાં આવશે" તે સમજવાની આવડત તેનામાં આવે છે. આથી જ્યારે જ્યારે મા-બાપ એને વખોડે તેવું વર્તન તેનાથી થઇ જાય ત્યારે તે એવી રીતે વર્તે છે કે જેથી મા-બાપ એને ધમકાવી શકે નહિ. મા-બાપની લાગણી આમ તે મેળવી લે છે ત્યારે તેની ચિંતા હળવી પડી જાય છે.

ચિંતાને કારણે બાળક મા-બાપને ગમી જાય તેવાં વર્તન કરતું થઈ જાય છે. આથી એનું આખું ધ્યાન મા-બાપને શું ગમે છે અને શું નથી ગમતું તે પર કેંદ્રિત થાય છે, મા-બાપને ગમે તેવું વર્તન તે કરે છે ત્યારે "હું કેટલો સારો છે" અને તેમને ન ગમે તેવું વર્તન થઈ જાય ત્યારે "હું કેટલો ખરાબ છું" તેવો ખ્યાલ તેને આવે છે. આમાંથી પોતાની એક જાતની પ્રશંસા કરતું અને બીજી જાતને વખોડતું થઈ જાય છે. આથી "પોતે સારો" અને "પોતે ખરાબ" એવા દ્વિભાવમાં એનો અહં વહેંચાઇ જાય છે.

"અતિ અહં"

આ ઉંમરે મા બાળકને મળમૂત્રની બાબતમાં સ્વચ્છ રહેવાની તાલીમ આપતી હોય છે ત્યારે મા અને બાળક વચ્ચે મતભેદ ઊભો થાય છે. તેમની વચ્ચે ઝઘડો થાય છે. મા જે એની પાસે માગે છે તે એ કરી શકતું નથી તેથી માનો પ્રેમ ગુમાવવાનો, શિક્ષા ભોગવવાનો ભય એને લાગે છે. આ ભયથી પ્રેરાઈ મા કહે તે કરવા એ તૈયાર થાય છે, અને તેમ છતાં ય માને ન ગમે તેવું વર્તન એનાથી થઇ જાય તો પોતે જ પોતાની જાતને તેમ ન કરવા કહે છે. આનો અર્થ એ થયો કે જે મા બાળકને અમુક વર્તન કરવાની ના પાડે છે. તેમ છતાં ય બાળકથી તે થઇ જાય ત્યારે તેને જે ભય લાગે છે તેમાંથી

બને છે, જે અહં ને પ્રેમ મળતો નથી તે ભયભીત, ગભરાઈ જનાર, જરાજરામાં ચિંતા અનુભવનાર બને છે.

ચિંતા થઈ આવતાં જે દુઃખ થઈ આવે છે તેમાંથી છૂટવા બાળક પ્રયત્ન પણ કરે છે. દા. ત. જે વાર્તા સાંભળવાથી એને ચિંતા થઈ આવી હોય તે વાર્તા તે વારંવાર કહેવડાવે છે, જે જગાએથી પડી જતાં વાગ્યું હોય તે જગા પરથી તે વારંવાર ભૂસકો મારે છે, જે પ્રસંગને જોવાથી (અકસ્માત જેવા) આઘાત લાગ્યો હોય તે પ્રસંગનું વર્ણન તે વારંવાર કરે છે કે કરાવે છે. આમ જેના પર એને વિશ્વાસ છે તેવાં માણસોની મદદથી એ ચિંતાને વારંવાર આવવા દઈ એની અસરને ધોઈ નાખે છે. ચિંતા પર વિજય મેળવવાનો આ માર્ગ બાળક અજમાવે છે અને ચિંતામુક્ત ન થાય ત્યાં સુધી તે એક જ વસ્તુ વારંવાર કરવાનું ચાલુ રાખે છે.

નાનું બાળક (૧) વૃત્તિઓના સંતોષ માટે અને (૨) થઈ આવતી ચિંતામાંથી મુક્તિ મેળવવા માટે વર્તનો કરતું હોય છે. એને અનુભવે સમજાય છે કે વૃત્તિના સંતોષથી મળતું સુખ અને ચિંતામાંથી મુક્ત થતાં મળતું સુખ; આ બન્ને સુખ વચ્ચે બહુ મોટો ભેદ છે. જે બાળક આ બન્ને સુખને પામી શકે છે તેનો અહં બળવાન બને છે.

બાળક બીજા વર્ષમાં આવે છે ત્યારે મા એને મળમૂત્રની બાબતમાં તાલીમ આપી, સ્વચ્છ રાખી બીજાઓ સાથે હળીમળી શકે તેવી પરિસ્થિતિ તેને માટે યોજવા માગે છે; તે વખતે બાળક જો તે તાલીમનો સ્વિકાર કરી સ્વચ્છ રહે છે તો માબાપ તેના પર ખુશ થઈ એની પ્રશંસા કરે છે, પરંતુ બાળક હઠી બની ગંદુ રહે છે તો તેને શિક્ષા ખમવી પડે છે. શિક્ષાને કારણે તેનામાં માબાપ એનો સ્વિકાર કરતાં નથી તેવી ચિંતા ઊભી થાય છે અને તે

આવે છે. આપણે ત્યાં માન્યતા છે કે જન્મ પછી છઠ્ઠે દિવસે વિધિ આવી બાળકનું ભવિષ્ય તેના કપાળ પર લખી જાય છે, એટલે કે પહેલા છ દિવસમાં જે બને છે તે પર તેના ભવિષ્યમાં થનાર માનસિક વિકાસનો આધાર છે.

મુખ્ય હકીકત એ છે કે શરૂઆતના દિવસોમાં જ બાળકનાં માનસિક વલણો – અહં – ઘડાય છે. આ મૂળ ઘડતર ઉપર ભવિષ્યમાં નવું ચણતર થાય છે એટલું જ નહિ પણ નવા ઘડતરનો આધાર હંમેશ મૂળ ઘડતર પર રહે છે.

અહંનું મૂળ કાર્ય બહારની દુનિયા સાથે વાસ્તવિકપણે સંબંધ રાખવાનું છે. પરંતુ તેનું આ કાર્ય પાર પાડવામાં અંદરથી ઊઠતી વૃત્તિઓ અને અતિઅહંની માગણીઓ મુશ્કેલીઓ ઊભી કરે છે. વૃત્તિઓને જો બહાર આવવા દે તો જીવન મુશ્કેલ બની જાય; અતિઅહંની માગણીઓ પ્રમાણે વર્તે તો વૈજ્ઞાનિક સમજથી થયેલાં વર્તનો થઇ શકે જ નહિ. આથી બહારની વાસ્તવિકતા, અંદરની પ્રકૃતિ અને અતિઅહં આ ત્રણે વચ્ચે મેળ સાચવવાનું કાર્ય અહંને કરવાનું હોય છે. આ કારણે મા-બાપે બાળક સાથે એવી રીતે વર્તવાનું હોય છે કે જેથી બાળકનો અહં મજબૂત બને, તેનામાં અંદરની અને બહારની મુશ્કેલીઓનો સામનો કરવાની તાકાત આવે.

અતિઅહંનું કાર્ય અહં પાસે નૈતિક ગુણોની માગણી કરવાનું અને આદર્શનું ઘડતર કરવાનું છે. જેમાં નીતિઅનીતિનો સવાલ ગૂંચવાયેલો છે, જેમાં સામાજિક સલામતીનો ભય સમાયેલો છે તેવાં વર્તનો કરવા માટે તે અહંની ટીકા કરે છે, નિંદા કરે છે, અને તેને શિક્ષા પણ કરે છે. અહં સાથેનું તેનું વર્તન કઠોર હોય છે. અતિઅહંની સખ્તાઇ વધતી જાય તો માણસ દુષ્કૃત્યના ડંખને કારણે થઇ આવતું આંતરિક દુઃખ વધુ ને વધુ ભોગવે છે.

અતિઅહં અજ્ઞાતપણે એની સઘળી પ્રવૃત્તિ કરે છે. બાલ્યકાળથી થતી એની વૃદ્ધિ વિષે બાળક તદ્દન અજ્ઞાન હોય છે. મા-બાપનો પ્રેમ ગુમાવી બેસવાનો ભય કે સુન્નત કરી નાખવામાં આવશે તેવા બાહ્ય ભયનું સ્થાન અતિઅહં લે છે.

અજ્ઞાત અસ્તિત્વ ધરાવતા આ અતિઅહં પર બુદ્ધિચાતુર્યની, વાસ્તવિકતાની સમજની કે આવેલી વિવેકશક્તિની અસર થતી નથી. તેથી એને રાજી રાખવા, ચિંતા, ભય, શિક્ષાથી મુક્ત રહેવા, અતિઅહં માગે છે તેવાં વર્તનો અનિચ્છાએ પણ માણસને કરવાં પડે છે. અહં એટલે કે માણસ જો તેમ નથી કરતો તો તેના પોતાના માટેનું એનું પોતાનું સ્વમાન ઘટી જાય છે. આથી અતિઅહં સાથે સારો સંબંધ રાખવાનું માણસ માટે આવશ્યક બને છે.

મા-બાપ આધાર રાખતું બાળક મોટું થતાં અતિઅહં પર એના સુખ માટે આધાર રાખતું થાય છે. બીજાઓ તેની પાસે શું ઇચ્છે છે તેના કરતાં પણ એનો અતિઅહં (અંતરઆત્મા) શું માગે છે તેના પર એના સુખનો આધાર છે. અંતરઆત્મા (અતિઅહં) કહે તેમ કરવાથી સુખ સલામતીનો માણસને અનુભવ થાય છે. અંતરઆત્માની આજ્ઞાનું ઉલ્લંઘન કરતાં માણસને પશ્ચાતાપ, દુષ્કૃત્યના ડંખનું દુઃખ થઈ આવે છે. મા-બાપનું કહ્યું માનતાં જે સુખ સલામતી બાળકને મળતાં અને તેમનું આજ્ઞાપાલન ન કરતાં જે શિક્ષા ખમવી પડતી હતી તેના જેવુંજ ફરીફરી થતું આ આંતરિક જીવન છે.

## અતિઅહંનો વિકાસક્રમ

મા સાથેના સંબંધમાંથી અતિઅહંની શરૂઆત થાય છે. બાળકે સારૂં કે ખરાબ વર્તન કર્યું તેના પર અતિઅહંના બંધારણનો આધાર નથી પરંતુ તેની મા સારી – પ્રેમાળ છે કે ખરાબ - કઠોર,

કડક, શિક્ષા કરનારી-છે તેના પર આધાર છે. મા પોતાની જાતને ઘણી સારી, ઘણી પ્રેમાળ કહેવરાવતી હોય તે પર તેનું સારાપણું નક્કી નથી થતું પરંતુ બાળકને તેનો કેવો અનુભવ થયો છે એના પર માનું સારા કે નરસાપણું નક્કી થાય છે, અને તે પર બાળકના અતિઅહંના બંધારણનો આધાર છે.

મા પર ગુસ્સે થઇ ધાવણ ધાવતાં બાળકથી બચકાં ભરાઇ જાય ત્યારે માથી એવું વર્તન થઇ જાય છે કે જેને કારણે માનો પ્રેમ મળતો બંધ થઈ ગયો છે તેવો તેને ભય લાગે છે. આ અને આવા ભયમાંથી અતિઅહંની શરૂઆત થાય છે. એ દિવસથી 'ગુસ્સો ન કરવો, બચકાં ન ભરવાં' વગેરે નિષેધ અતિઅહં, અહં પર મૂકે છે. આમાં 'વૃત્તિનિરોધ'ના શિક્ષણની શરૂઆત છે.

મળમૂત્ર માટેની તાલીમ મા બાળકને આપતી હોય છે ત્યારે મા અને બાળક વચ્ચે ખૂબ ખેંચતાણ થાય છે. જેમ મા તાલીમ આપવા વધુ સખત થતી જાય છે તેમ બાળક તે તાલીમનો વિરોધ કરતું થાય છે. પરિણામે મા તેના તરફ બેદરકાર બની જશે તેવી તેને બીક લાગે છે. આ બીકમાંથી 'અતિઅહં'નો વધારો થાય છે.

પહેલી બે અવસ્થામાં માનો હિસ્સો ઘણો અગત્યનો હોય છે પરંતુ બાળક ત્રીજી અવસ્થામાં આવતાં બાપની મહત્તા વધી પડે છે. મા પ્રત્યે કામવૃત્તિ થઇ આવતાં બાપ પ્રત્યે થઈ આવતા તિરસ્કારને લીધે મા-બાપ બન્નેને તે ગુમાવી બેસશે એ ભયમાંથી બાળકનો અતિઅહં વધુ પ્રબળ બને છે.

મા તરફથી બંધાયેલો અતિઅહં બાળકને અમૂક અમૂક વર્તન ન કરવાનું કહે છે, નિષેધ ઊભા કરે છે પરંતુ બાપ તરફથી બંધાયેલો અતિઅહં માણસમાં દુષ્કૃત્યની લાગણી - ડંખ (guilt)

અને ચિંતા (anxiety) લઇ આવે છે. કઠોર, કડક, ઠંડી મા અને શિક્ષા કરનાર બાપ બાળકનું સમસ્ત જીવન આંતરિક ભય, ચિંતા ગ્લાનિ અને શિક્ષાથી ભરી દે છે.

પ્રેમાળ માનવ અંતઃકરણ

બહારથી પ્રેમ મેળવવાની માણસની જેમ ઇચ્છા હોય છે તેમ પોતાની અંદરથી પણ પ્રેમ મેળવવાની એને તીવ્ર ઇચ્છા હોય છે. એટલે કે સુખી થવા માટે બહારથી તેમજ અંદરથી પ્રેમ મળવો જોઇએ. આથી પોતાની અંદરથી પ્રેમ આપતું રહે એવું એક તત્વ માણસ ઊભું કરવા મથે છે. આ તત્વનું ધ્યેય સુખ પેદા કરી માણસની ઉત્પાદન શક્તિ, સર્જનશક્તિ વધારવાનું છે. આ તત્વ માણસને એના ઊંચા ધ્યેય પર લઈ જવામાં મદદ કરે છે. જ્યારે જ્યારે એ નિષ્ફળ જાય છે ત્યારે આ તત્વ તેને શિક્ષા કરતું નથી પણ શાંતવન આપે છે. આ પ્રેમાળ અંતઃકરણની ઉત્પત્તિ બાળકને મળતા અનુભવો પર આધાર રાખે છે. જે ઘરમાં બાળક નિર્ભય બની શકે છે, જે ઘરમાં મા કે બાપ તેને ઉતારી પાડી એને શિક્ષા કરશે તેવો ભય નથી, જે ઘરમાં મા-બાપ પોતાની હકુમત ચલાવતા નથી પરંતુ બાળકને હૂંફ આપી સમજથી ઉછેરે છે તે ઘરનાં બાળકોમાં માનવ અંતઃકરણ સહેલાઇથી બંધાય છે - જાગી ઊઠે છે. પોતાની પાસે જે અપેક્ષા રાખવામાં આવે છે તે પ્રમાણેનું વર્તન ન થતાં માનવ અંતઃકરણ જેનામાં આવ્યું છે તે માણસ વ્યથિત થઇ જાય છે. એની જાતને સુધારવા માટે પ્રેમાળ અંતઃકરણમાંથી એને બળ મળતું રહે છે.

પાંચથી તેર વર્ષ સુધીનો કાળ

વિજાતીય અવસ્થામાં પહોંચી ગયા પછી બાળકને નિશાળ, પુસ્તક, ગોઠીઆ, રમતો વગેરેમાં રસ ઊભો થાય છે. મા-બાપ પર

પહેલાંના જેવો હવે તે આધાર રાખતું નથી. મા-બાપ માટે તેને માન થાય અને મા-બાપ તરફથી તેને સ્નેહ મળતો રહે એવી અપેક્ષા તે રાખે છે.

આઠ વર્ષનું છોકરું મા-બાપની ભૂલો, મા-બાપની અણઆવડત, મા-બાપનો દંભ જોઈ શકે છે તેથી મા-બાપ પ્રત્યેનાં તેના વર્તનોમાં ફેરફાર થઈ જાય છે. મા-બાપ જો વધુ પડતું દબાણ તેના પર લાવે છે તો તે તેમની સામે બળવો પણ કરે છે.

શાળા અને શિક્ષક

શાળામાં મળતા અનુભવોની અસર બાળક પર થયા વગર રહેતી નથી. પરંતુ કયા પ્રકારના અનુભવ બાળકને શાળામાં થવાના છે તેનો આધાર એના મા-બાપને હાથે થયેલા એના ઉછેર પર છે. દા. ત. : જે બાળક ઉછેરને કારણે જીદ્દી, ઝનૂની કે રડીને પોતાનું કામ કઢાવનારું બની ગયું હોય તે શાળામાં જેવી સહાનુભૂતિની અપેક્ષા રાખતું હોય તેવી સહાનુભૂતિ ન મળતાં શાળામાં જવા ઈચ્છતું નથી. માની મદદ વગર એનાથી રહી શકાતું નથી.

શાળામા જે અનુભવ બાળકને થાય છે તે ઘરમાં થતા અનુભવ કરતાં તદ્દન જુદા હોય છે. મા-બાપ પાસે કામ કઢાવવામાં જે રીત બાળક અજમાવે છે તે શાળામાં કામ આવતી નથી. એને અનુભવ થાય છે કે મા-બાપનું શાસન અને શિક્ષકનું શાસન એ બન્ને વચ્ચે બહુ મોટો ફરક છે.

બાળક અને શિક્ષક વચ્ચેનો સંબંધ, બાળકને સુમાર્ગે કે કુમાર્ગે ચઢાવી મૂકે તેમ છે. કડક અને કઠોર વાતાવરણ હોય તેવા ઘરમાંથી આવેલા બાળકને શિક્ષક સારો અનુભવ કરાવી શકે તો તે બાળકને ખૂબ જ ફાયદો થાય છે. તેવી જ રીતે પ્રેમાળ કુટુંબમાંથી આવેલું બાળક કડક, ક્રૂર શિક્ષકના હાથ નીચે આવી જાય છે તો

તેની વિઘાતક અસર બાળકના વ્યક્તિત્વ પર પડે છે.

કઠોર, કડક, ક્રૂર થયા વગર બાળક પર પોતાનુ આધિપત્ય સ્થાપી બાળકનું દિલ ખીલી ઊઠે તેવો અનુભવ કરાવી શકે તેવાં સ્ત્રીપુરુષો શિક્ષક થવાને લાયક હોય છે.

શાળાનું મુખ્ય કાર્ય શિક્ષણ આપવાનું છે પરંતુ જે શિક્ષક એના વર્ગમાં 'શિક્ષક ઉતારી પાડશે' તેવા ભયથી મુક્ત એવું વાતાવરણ ઉભું કરી શકે છે એ શિક્ષક જાણે અજાણે બાળકને એવો અનુભવ કરાવી શકે છે કે જેથી એનું આખું જીવન પલટાઇ જાય. જે મા-બાપ નથી કરી શકતાં તે શિક્ષક કરી શકે છે.

પાંચમા વર્ષમાં બાળક પોતાની કામજિજ્ઞાસાને વ્યક્ત કરે છે. મા-બાપે અને શિક્ષકે સંકોચ તેમજ શરમ વગર બાળક જે જે સવાલ પૂછે તેના સાચા જવાબ આપવા જોઈએ. જુઠા જવાબ આપી બાળકને સવાલ પૂછતું અટકાવી દેવાથી તેને નુકશાન થાય છે.

આ ઉમરે (૫થી ૧૨) બાળકને તેની આબરૂ બગડવાનો ભય લાગે છે. બીજાઓથી અલગ પડી જવાનો ભય તેને લાગે છે. આથી એના મિત્રોની અસર એના પર થયા વગર રહેતી નથી. એ મિત્રની શોધમાં હોય છે. અને એકાદની સાથે એવી મિત્રાચારી એને થઈ જાય છે કે જેના વગર એને ચાલે જ નહિ. આમાંથી એકલા પડી જવાની ચિંતા દૂર થાય છે. તેથી એ મિત્ર પર એને ખૂબ ભાવ થઇ આવે છે. જીવનમા સુખી થવા માટે મિત્રની જરૂર છે તેવો તેને અનુભવ થાય છે છોકરીને છોકરી સાથે છોકરાને છોકરા સાથે સહજભાવે મિત્રાચારી થઈ જાય છે. આ મિત્રાચારીની અસર એટલી બધી એના પર થાય છે કે જેમાં તે પોતાની જાતને પોતાના મિત્રની આંખે જુએ છે. આ મિત્રાચારીમાં સમસ્ત માનવ પ્રત્યેના સ્નેહની શરૂઆત છે.

## ૨૩

જન્મથી આવતી મનુષ્યગત બાળકની પ્રકૃતિ, તેને મળેલો શારીરિક વારસો, ગર્ભમાં થયેલા અનુભવ અને જન્મ સમયે લાગેલો આઘાત; આ બધાં, મા બાપના પરિચયમાં બાળક આવે તે પહેલાં, માબાપનાં વર્તનની તેના પર શું અસર થવાની છે તે નક્કી કરે છે. આમ બાળક પર શેની શું અસર પડશે તે નક્કી કરવું માબાપ માટે બહુ મુશ્કેલ હોવાથી બાળક પાસે એનો વિકાસ કરાવવો એ ઘણું ગૂંચવણ ભરેલું બને છે. આ

મા-બાપ માટે

કારણે પ્રેમ અને ધીરજનો જ્યાં અભાવ હોય છે ત્યાં મૂઝવણ વધી પડે છે.

બાળક જન્મે છે ત્યારથી તેનામાં આક્રમણ કરવાની વૃત્તિ આવે છે. તેમાંથી બચકાં ભરવાની, ઇર્ષા કરવાની, અદેખાઇ કરવાની, ગુસ્સે થવાની, વગેરે રીતો તેનામાં આવે છે. તેવી જ રીતે જન્મથી તેનામાં કામવૃત્તિ આવતી હોવાથી તે સ્પર્શસુખ

ઇચ્છે છે. વારંવાર ધાવવાની માંગણી કરવી, અંગૂઠો ચૂસવો, લિંગ સાથે રમવું, પંપાળાવવું વગેરે કામવૃત્તિને કારણે તેનામાં આવે છે. આ ઉપરાંત પોતાના ઉપયોગ માટે બીજાઓને પોતાના બનાવી તેમની સાથે હળીમળી રહેવાની સામાજિક વૃત્તિ પણ તેનામાં આવે છે. આક્રમક, કામ અને સામાજિક આ ત્રણે શક્તિઓ તરફ માબાપનું કયા પ્રકારનું વલણ છે તે પર બાળકમાં આવનારી સમજનો આધાર છે. બાળકનો વિકાસ કરાવવાને માટે જુદા જુદા સ્વરુપમાં બહાર આવતી આ બધી શકિતને જો માબાપ, નિરાધાર અને પરાવલંબી બાળક પર પોતાનું જોર વાપરી દબાવી દે તો પોતાની વૃત્તિઓ પર સંયમ મેળવવાનું બાળક શીખી શકતું નથી. પરિણામે બાળક મોટી ઉંમરે પણ વૃત્તિઓના હાથમાં રમી જાય છે. આ પરિસ્થિતિ તેનામાં સંઘર્ષ ઊભા કરે છે જે તેની આંતરિક શકિતઓનો પૂરેપૂરો વિકાસ અને ઉપયોગ અટકાવી દે છે. આ માટે :–

૧. માબાપનું વર્તન, બાળક તેમના તરફ ગુસ્સે ન થાય તેવી જાતનું હોય તો અંદરથી ઊઠતી વૃત્તિઓને, સહન કરી લઈ પચાવી લેવાની તાકાત તેનામાં આવે છે.

૨. બાળકની કામવૃત્તિ એને માટે અસહ્ય બને તેટલા પ્રમાણમાં ઉશ્કેરાઇ જાય તેવાં વર્તનો માબાપ કરે તો, તેમને ન ગમે તેવાં વર્તનો બાળકથી થઇ જાય છે. આમ થતાં માબાપ તેને તેમ કરતાં બળથી અટકાવે છે. આથી બાળક ગુસ્સે થઇ જાય છે, જે તેની પાસે માબાપ ન ઇચ્છે એવાં વર્તન કરાવે છે. બાળકની કામવૃત્તિ ન ઉશ્કેરાય તેવાં વર્તન માબાપ કરે તો તેને સંયમમાં રાખવાની શકિત તેનામાં આવે છે, જેથી તે વૃત્તિનું ઊર્ધ્વીકરણ પણ શકય બને છે. કામવૃત્તિને ઉશ્કેરી, તેને બહાર લાવ્યા પછી તેનું દમન કરવામાં આવે તો તેનામાં જુદા જુદા ભય, જુદા જુદા તરંગો જગાવી મૂકવામાં

આવે છે. આથી એની કામવૃત્તિને પણ નુકશાન પહોંચે છે. તેના બુદ્ધિચાતુર્યનાં વિકાસમાં પણ આ વસ્તુ આડી આવે છે. આવા બાળકમાં મોટપણે કામવૃત્તિ સાથે પાપનો ખ્યાલ જડાઇ જાય છે.

૩. સારી ટેવો પડાવવા, બાળક સહન કરી શકે તેટલી ઉમરે પહોચે તે પહેલાં, માબાપ વધારે પડતું દબાણ લાવે છે તો બાળક બીકણ અને નાહિંમત બની જાય છે. તેનામાં દુઃખ, સહન કરવાની શકિત આવતી નથી. દુઃખ સહન કરવા તે તૈયાર થતું નથી. બાળકમાં પોતાની મેળે પોતાને લાભ થાય તેવી ટેવ પડાવવાની સમજ આવે તે પહેલાં ટેવ પડાવવાની મહેનત કરવાથી તેને નુકશાન થાય છે. ટેવ પાડવા પર માબાપ દબાણ કરે છે તો જે ટેવ પડાવવાની હોય છે તેને બદલે જે નથી પડાવવાની તે આવી જાય છે. માબાપથી ડરીને કે માબાપને નહિ ગમે તેટલા માટે તેઓ કહે તે સ્વીકારી લઇ તેમને પસંદ પડે તેવી ટેવો પડવા દે તો તેવું બાળક મોટી ઉંમરે કશાનો પણ વિરોધ કરી શકતું નથી. જરાપણ વિરોધ એનાથી થઇ જાય તો માબાપનો, સમાજનો, નીતિનો કે પરમેશ્વરનો ડર તેને લાગી જાય છે. કશાનો પણ વિરોધ કરવો એ પાપ છે તેટલી હદ સુધી તે જઈ શકે છે. આવા બાળકમાં મોટી ઉંમરે પણ પોતાની જાતે પોતાના માટેની શિસ્ત ઊભી કરવાની ધગશ આવતી નથી. જે બાળકો પર ટેવ પડાવવા માટેની બળજબરી કરવામા આવી હોય છે તેઓ "ભવિષ્યમાં શું થશે" તેવા ભયથી પીડાતા થઇ જાય છે.

૪. બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ તેની જિજ્ઞાસા ખીલતી જાય છે. તે જાતજાતના સવાલો પૂછે છે. દરેક સવાલનો એ સમજી શકે તેવી ભાષામા, સમજી શકે તેટલો સાચો જવાબ આપવાથી બાળકની માનસિક શકિતઓ ખીલે છે પરંતુ માબાપ જુદા જવાબ આપે ત્યારે તે ગૂચવાઇ જાય છે. માબાપનો

અધિકાર સ્વાભાવિક રીતે જ બાળક સ્વીકારે છે, તેથી કેટલાક માબાપ તેના પર પોતાની સત્તા જમાવી દે છે. આ કારણે માબાપ જે કરે તેમાં શંકા ઉઠાવવાની બાળક હિંમત કરી શકતું નથી. આ જાતની પરિસ્થિતિ તેને અંધશ્રદ્ધાળુ બનાવે છે. આવાં બાળકો મનુષ્ય સાથેનો સંબંધ વધારવાને બદલે નિર્જીવ પદાર્થો સાથે પોતાનો સમય વિતાવે છે કારણ એ પદાર્થો જૂઠું બોલતા નથી. મોટામાં મોટું નુકશાન આવાં બાળકોને એ થાય છે કે મોટપણે તેઓ કોઈપણ ક્ષેત્રે પોતાનું વ્યક્તિત્વ દાખવી શકતા નથી. માબાપે જૂઠા જવાબ આપ્યા છે તેવી તો બાળકને ખબર પડી જાય છે, આથી તેમના પરનો તેનો વિશ્વાસ જતો રહે છે. જે બાળકોને પોતાના માબાપ પર વિશ્વાસ નથી હોતો તેમનું માનસિક બંધારણ ઢીલું પડી જાય છે.

૫. માબાપનાં બીજાં બાળકો સાથે બાળકે પ્રેમ રાખવો જોઈએ એમના માટે તેણે ત્યાગ કરવો જોઈએ એવી જાતની માગણી કરનાર માબાપ ભાંડુઓ વચ્ચે પ્રેમ ઉત્પન્ન કરવાને બદલે દ્વેષ ઊભો કરાવે છે. માબાપ પક્ષપાત કર્યા વગર પોતાના દરેક બાળક સાથે સમજપૂર્વકનાં મૈત્રિભર્યાં વર્તન કરતાં હોય તો બાળકોમાં આપોઆપ એકબીજા માટે પ્રેમ આવી જાય છે.

માબાપ કહે તે બાળકે માનવું જ જોઈએ એમનાં બીજાં છોકરાંઓ જોડે મેળ રાખવો જ જોઈએ એવી જાતની માબાપની માગણીને કારણે તેના તરફની રાખેલી અપેક્ષા પ્રમાણે બાળક વર્તી શકતું નથી ત્યારે પોતે 'શિક્ષાને લાયક છે,' 'શિક્ષા એને થવી જ જોઈએ' એવા પ્રત્યાઘાત તેના મન પર પડે છે. આથી તે મોટી ઉંમરે એની પાસે રાખેલી અપેક્ષા પ્રમાણે વર્તી ન શકે ત્યારે ચિંતાગ્રસ્ત બની જાય છે. બીજાઓને રાજી રાખવા માટે જાણે તે જન્મ્યો હોય તેવી રીતે તેનું મન કામ કરે છે.

૬. માણસનાં માનસિક વલણો અને લાગણીઓની શરીર પર જેટલી અસર થાય છે, તેટલી શરીરની મન પર થતી નથી. દા. ત. શારીરિક દુઃખ માણસને ગુસ્સે કરી મૂકે છે પરંતુ દુઃખ સહન કરવાની તાકાત માણસ વધારતો જાય તો ગુસ્સાનું પ્રમાણ ઘટતું જાય છે. તે ગુસ્સે થતો નથી અને ભયભીત થયા વગર આવેલું દુઃખ સહન કરી લે છે. સહનશક્તિ વધતાં શારીરિક દુઃખ ઓછું થઈ ગયું છે તેવું તેને લાગે છે. આ કારણે બાળકમાં આવેલ આત્મિકશક્તિ, સહનશક્તિ, બહાર આવે તેવું વાતાવરણ માબાપે ઘડવું જોઈએ. જેનામાં પોતાના માબાપ પ્રત્યે ગુસ્સો નથી હોતો, અથવા જેનો ગુસ્સો ઓસરી ગયો છે તેઓ શારીરિક દુઃખ સહન કરી શકે છે. ગુસ્સો જેમજેમ વધતો જાય છે તેમ તેમ શારીરિક દુઃખ સહન કરવાની તાકાત ઓછી થતી જાય છે.

૭. પોતાના માબાપ સાથે રહેવા ઉપરાંત બાળક 'ઘરમાં' રહે છે તેવો અનુભવ તેને થવો જોઈએ. માબાપ કેવો અનુભવ તેને કરાવે છે તે પર તેનો આધાર છે. કેટલાંક માબાપ સમાજમાં બહુ પ્રતિષ્ઠિત, સંસ્કારી અને સારા સ્વભાવનાં કહેવાતા હોવા છતાં તેમનાં બાળકોને તેઓ પ્રેમનો અનુભવ કરાવી શકતાં નથી જ્યારે કેટલાંક અસંસ્કારી ગણાતા માબાપ બાળકને પ્રેમનો અનુભવ કરાવી શકે છે.

પોતાની પ્રતિષ્ઠા સ્થાપવામાં, પોતાની કીર્તિ વધારવામાં, પોતાનાં ગર્વને પોષવામાં રચ્યાંપચ્યાં રહેનાર માબાપ, પોતે કેટલાં મહાન છે તે અને તેમનાં પોતાનાં બાળકો તેમની પાસે કેટલાં તુચ્છ છે તે બતાવવાનું ચૂકતાં નથી. ખાસ કરીને આવાં માબાપ બાળક ઘરમાં રહે છે તેવો અનુભવ કરાવી શકતાં નથી.

૮. ત્રણ વર્ષની નીચેના બાળકને માથી જરાપણ વિખૂટું પાડવું ન જોઇએ. વિખૂટું પાડવાની જરૂરિયાત ઊભી થાય તો ખૂબ સંભાળપૂર્વક તે માટેની યોજના કરવી જોઇએ. જેમને ઓળખતું નથી તેવા માણસો પાસે તો ગમે તે સંજોગોમાં પણ બાળકને ન મૂકવું. વિખૂટું પાડેલું બાળક (૧) મા આવે ત્યારે તેને ચીટકી જાય છે. તેની પાસે પૂરી ન કરી શકાય તેવી માગણીઓ કરે છે અને ઈર્ષાળુ બની જાય છે. (૨) કેટલાંક બાળકો મા પ્રત્યે ઠંડાં પડી જાય છે, આથી માને ખોટું લાગે છે. આવાં બાળકોની સંભાળપૂર્વક ચિંતા દૂર ન કરી હોય તો ભવિષ્યમાં માનસિક બિમારીના ભોગ થઈ પડે છે.

સ્ત્રી માટે કમાવાની જરૂરિયાત વધતી જાય છે તેથી માની ગેરહાજરીમાં બાળકની સંભાળ રાખવાનું કામ તેના સગાંઓએ કરવાનું હોય છે. તેઓએ પણ બાળકને પ્રેમનો અનુભવ કરાવવો જોઇએ. આ પલટાતા જમાનામાં બાળઉછેરની જવાબદારી એકલી મા પર રહેતી નથી. બાલમંદિરની શિક્ષિકાઓએ પણ બાળકને તેનામાંથી શુભશકિતઓ બહાર આવી શકે તેવા અનુભવ કરાવવા જોઇએ.

૯. તેમના પોતાના તેમજ તેમના બાળક પરના વિશ્વાસના અભાવને કારણે કેટલાંક માબાપ બાળકને સારું બનાવવા ભેટ આપવાને બહાને લાલચ આપે છે. પોતાનું ઇચ્છિયું કરાવવા માટે બાળકને અપાતી આ લાંચને પરિણામે બાળકને લાંચ લેવાની ટેવ પડી જાય છે. જેને કારણે તે કશું જ કરવા ખાતર કરતું નથી. તે ભણે છે કારણ કે તેને ભેટ મળવાની છે, તે સાચું બોલે છે કારણ કે માબાપ તેની પ્રશંસા કરવાના છે. બીજાઓ જે ઇચ્છે છે તે હું કરીશ તો મને પૈસા મળશે. હું સારાં કાર્ય કરીશ તો મને સ્વર્ગ મળશે કે આવતા ભવમાં સુખ મળશે, તેવા ખ્યાલ

આમાંથી આવે છે. આર્થિકક્ષેત્રમાં કારખાનાઓમાં વધારે કામ કરાવવા માટે પ્રલોભન આપવાની જરૂરિયાત ઉભી થાય છે. એ નિયમ માબાપ બાળક વચ્ચેના સંબંધમાં લાગુ પાડવાથી બાળકની સાહસ કરવાની ધગશ જતી રહે છે.

જ્યાં માબાપ લાલચ આપી બાળક પાસે અભ્યાસ કરાવે છે ત્યાં છોકરાં વહેલાં થાકી જાય છે. તેઓ ઉપલે નંબરે પાસ થાય છે પણ મોટે ભાગે જીવનભર નબળાં રહે છે.

૧૦. દુનિયાના કોઇપણ સ્થાનમાં બાળકનો જન્મ થાય પણ દરેક બાળક એક સરખું છે. તેનામાં જે આવેગો, વૃત્તિઓ આવે છે તે બધાનામાં બધે જ સમયે એક સરખાં હોય છે. જન્મથી આવેલા આ આવેગો સારા કે ખરાબ હોતા નથી.

જે કુટુંબમાં, જે સમાજમાં, જે સંસ્કૃતિમાં બાળક જન્મ્યું હોય છે તેઓનાં પોતપોતાનાં મૂલ્યો હોય છે. તેઓ સારૂં અને ખરાબ એવા ભેદ પાડે છે. સંસ્કૃતિનો વારસો ભૂતકાળમાંથી આવે છે જે વર્તમાનમાં થઇ ભવિષ્ય તરફ જતો હોય છે.

માબાપ અને બાળક વચ્ચેના સંબંધમાં બાળકમાં આવેલા આવેગો અને માબાપે સ્વીકારેલી સંસ્કૃતિ આ બન્ને અગત્યનો ભાગ ભજવે છે. માબાપ ભૂતકાળને લઈ આવે છે જ્યારે બાળક નવપ્રાણ લઈ આવે છે.

આ બન્ને વચ્ચેનો સંબંધ ફળદાયી નીવડે તે માટે માબાપે પોતાના ભૂતકાળની પકડમાંથી છૂટવાની જરૂર છે. બાળકની વિકસતી તાજગીમાં મૂલ્યોનું રોપાણ કરવું હોય તો પોતાની અંગત માન્યતાઓ પ્રમાણે વર્તન કરાવવા કરતાં બાળકમાં આપોઆપ વિકસતી સમજપૂર્વકની વર્તન પદ્ધતિને ઉત્તેજન આપવામાં આવે તો જીવનમાં

૧૧ 'અધિકાર' એ એક અગત્યનો પ્રશ્ન છે. પોતે માબાપ છે માટે તેમનો બાળક પર અધિકાર છે એવી માન્યતા આપણે ત્યાં ઘણી મર્યાદા વગરની થઈ છે. બાળક તરફની પોતાની ફરજ અદા કરવા કરતા પોતાનો અધિકાર સ્થાપવા માટે માબાપ નાની કે મોટી બાબતોમા જાતજાતની પેરવી કરતા હોય છે ત્યા બાળકની શક્તિઓનો ધ્વંસ થઈ જાય છે. કેટલાક માબાપ પોતાનો અધિકાર સ્થાપવા માટે બાળક પર જુલમ પણ કરે છે.

માબાપનો બાળક પર કેટલો અધિકાર? બાળક એમને ઘેર જન્મ્યું છે કે એમણે બાળકને જન્મ આપ્યો છે? બાળક પ્રત્યેનું તેમનું વલણ આ બેમાથી તેઓ શેને માને છે તે પર ઘડાય છે.

જો માબાપ એમ માને કે બાળકને એમણે જન્મ આપ્યો છે તો તેઓએ કરેલી શારીરિક ક્રિયાનુ મહત્ત્વ વધી જાય છે. એમનુ એમ કહેવુ છે કે અમે જો શારીરિક ક્રિયા ન કરી હોત તો બાળક જન્મી શકત નહિ. તેથી તેમણે જે પેદા કર્યું છે તેની પર તેમનો હક્ક છે અને તેની પાસે પોતાનુ ધાર્યું કરાવી શકે છે. આથી એમની અને એમના બાળક વચ્ચેના સંબંધમા કોઈ

માથું મારે છે, કોઈ સલાહ આપે છે, કોઈ નવો વિચાર આપે છે તો તેઓ તે સહન કરી શકતા નથી. તેઓ સ્વભાવે અસહિષ્ણુ હોય છે.

જેઓ એમ માને છે કે બાળક એમને ઘેર જન્મ્યું છે તેઓ બાળક પર પ્રેમ રાખી શકે છે. આવા માબાપ બાળકનો જન્મ આપવા માટેની થતી શારીરિક ક્રિયા કરતા તેમની વચ્ચેના પ્રેમને કારણે, મેળવેલી એકતાને કારણે બાળક આવ્યુ છે એવી માન્યતાથી પ્રેરાઇ સુખી થાય છે. આવા માબાપ બાળક પર પોતાનો અધિકાર સ્થાપવાને બદલે આવેલું બાળક કેમ સુખી થાય, કેમ તેની શકિતઓનો વિકાસ થાય તે પર ભાર મૂકે છે, 'બાળક બગડેલુ છે અને તેને સુધારવાનુ છે' તેવી માન્યતાથી પ્રેરાઈ તેઓ વર્તતા નથી પરંતુ બાળકમા આવેલી શકિતઓ વિકાસ પામે તેવું વાતાવરણ પેદા કરવાની તેમની જવાબદારી છે તેનો તેઓ સ્વિકાર કરે છે.

જે માબાપ પોતે કરેલી શારીરિક ક્રિયાથી બાળકનો જન્મ થયો છે તેવું માને છે તેમને ત્યા વધારે બાળકોનો જન્મ થાય છે. આવા માણસોનુ માનસિક વલણ એવુ હોય છે કે જેથી તેમની વૃત્તિઓ પર તેઓ સંયમ મેળવી શકતા નથી. વૃત્તિને મુલતવી રાખવાનું તેમને માટે શકય બનતુ નથી તેથી તેઓ અસંયમિત બની જાય છે.

બાળકમા જીવન જીવવા માટેની ધગશ હંમેશ માટે ચાલુ રાખવી હોય અને દિવસે દિવસે આગળ વધવાની પોતાની જાતે મહેનત કરે તેવુ કરવુ હોય તો તેમા માબાપે પોતાનો જે હિસ્સો આપવાનો છે તે સતત આત્મનિરીક્ષણ અને સાધના વગર આપી શકાય તેમ નથી.